Art belongs to the people. It must let its roots go down deep into the very thick of the masses. It must unite the feeling, thought and will of these masses, uplift them. It must awaken the artist among them and develop them.

— লেনিন

Marxism gives to the creative artist the key to reality when it shows him how to discrean that pattern and the place which each individual occupies in it. At the same time it consciously gives to man his full value, and in this sense is the most humanist of all world outlooks.

— র‍্যালফ ফক্স

# સાધના

કાવ્યસંગ્રહ

## ઉપવાસી

[શ્રી. ઉમાશંકર જોષીના 'ઊર્મિરંગ'
તથા ચિત્તપ્રસાદના મુખચિત્ર સહિત]

સંસારીનાં જ્ઞાન વિચાર ભાવો
હૈયે સતી સંભૃત ભાવનાઓ
રે પ્રેમ ને પુણ્યની કામનાઓ
ક્ષણે ક્ષણે સૌ પલટાય !

ભોંઠી પડે તારી બધી કલાઓ
ભોંઠી પડે અક્ષર-સાધનાઓ
મિતાક્ષરીના અધુરા મનોરથો !

: પ્રકાશક :
**રમણલાલ પી. સોની : મોડાસા (એ. પી. રેલ્વે)**
: સોલ એજન્ટ :
**એન. એમ. ઠક્કરની કંપની**
**બુકસેલર્સ : પબ્લીશર્સ**
**૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨**

# — અનુક્રમ —



## વાંછના



## સાધના

# કર્તાનાં પુસ્તકો

## — મૌલિક —

**પરાજિત પ્રેમ :** સાત વાર્તાઓ

**સાધના :** કાવ્ય સંગ્રહ

**પ્રણય સૃષ્ટિનાં પાત્રો :** [છપાય છે]

## — બંગાળી ઉપરથી —

**દેવદાસ :** શરદબાબુ કૃત

**દત્તા :** ,,

**ગૃહદાહ :** ,,

**ચરિત્રહીન :** ,,

**કાશીનાથ :**
**સાવકી મા :** } રમણલાલ સોનીના સહકારમાં

**ભાભી :** ટાગોર કૃત

**શ્યામલી :** નિરૂપમાદેવી કૃત

**રૂપમાધુરી :**

## — અંગ્રેજી ઉપરથી —

**અમ્મા ;** ગોર્કીની Mother નું રૂપાંતર

**લીઝા :** તુર્ગેનેવની ઉત્તમ નવલકથાનો અનુવાદ

**વિશ્વ સાહિત્યની વાર્તાઓ :** દરેક દેશની એક ઉચ્ચ ટૂંકી વાર્તાનો સંગ્રહ

**રેવાનો વર :** [છપાય છે]

## — પુસ્તિકાઓ —

**દેશાભિમાની નીતિ**
**દાતરડાંની દુનિયા**
**આખરી ધ્યેય–સામ્યવાદ**
**સોવિયેત શક્તિ**
} લોક પ્રકાશન ગૃહ

# પ્રયાણ

પ્રણય, ઝંખના અને સાધના–એવા ત્રણ વિભાગોમાં વહેંચાયેલ આ કાવ્યો જીવનની જુદી જુદી કક્ષાઓ રજુ કરી જાય છે. પણ એ કક્ષાઓ એક બીજાથી વિરોધી નથી; વ્યકિત-પ્રણયમાંથી જીવનની વિસ્તૃત 'ઝંખના' જાગે અને 'ઝંખના' પોતેજ 'સાધના' બની જીવનને આગળ ધપાવી લઇ જાય એ સુખાનુભવ મધ્યમવર્ગી બુદ્ધિજીવીને માટે તીવ્ર વેદનામય છે. એ લાંબો કાંટાળો પંથ કાપતો વટેમાર્ગુ–જીવ અપાર તરફડાટ અનુભવે, પછડાટો ખાય, દ્વિધા અને હતાશાનો માર્યો ક્વચિત બ્હેબાકળો બની આક્રંદ કરી ઊઠે તો સહજ છે. પરંતુ જીવનની એવી ઉગ્ર સંવેદનશીલતા કલ્યાણગામી છે, અને એથી જ તો કલાદ્રષ્ટિનેય આદરણીય છે.

પ્રણય, ઝંખના અને સાધના—જીવનની ત્રણ કક્ષાઓ ખરી, પણ જડ અને ચાપડેમઢી નહિ. કોઇ નિશ્ચિત સમયને દામણે બાંધેલી નહિ. એ તો સમગ્ર જીવનમાં વિસ્તરેલી અને જીવનને આવરીને બેઠેલી અનુભૂતિઓ છે. જીવનવિકાસની સાથોસાથ તે પોતાનોય વિકાસ સાધે છે. જીવનનો વિકાસ થતાં પ્રણય પ્રણય મટી જતો નથી, ઝંખના ઝંખના મટી જતી નથી. પણ પ્રણય અને ઝંખના

નવે રૂપે નવે દેહે કર્તવ્યશીલ જીવનનાં શ્વાસોચ્છ્વાસ બની ઊર્ધ્વીકરણ પામે છે.

ઊર્ધ્વીકરણને આવે માર્ગે જઇ રહેલો જીવ વ્યકિતની ટૂંકી મર્યાદાઓ વટાવીને સમષ્ટિની વિરાટતાને અપનાવતો થાય છે, ત્યારે જ એને વસ્તુગત સત્યની ઝાંખી થવા માંડે છે.

માણસની આ અનુભૂતિ કાવ્યો—મહાકાવ્યોનો વિષય આજ લગી રહ્યો છે. છતાં માણસની એ જ અનુભૂતિ યુગે યુગે એનું વિશિષ્ટ સ્વરૂપ લઇ અવતરે છે. આજના આપણા યુગમાં એ અનુભૂતિનું સ્વરૂપ અત્યંત જટિલ છે. ગઇ કાલે જેણે પ્રગતિની મશાલ ઊંચી કરી હતી એજ હાથોને આજે સારી સૃષ્ટિને ઉજાડી દેતા જોઇ માનવી બ્હાવરો બની ઊઠે છે. અને અજાગ્રત જીવ સમતુલા ગુમાવી બેસી આજ લગીની માનવ—સિધ્ધિમાંથી જન્મેલી દ્રષ્ટિ ને શ્રધ્ધા ખોઇ બેસે છે. અને કાં તો આંધળો અને ઝનુની બની અણસમજના તોડફોડને માર્ગે ઘસડાય છે, યા તો લાચાર બની પાશવી બળોને માથે ચઢાવે છે. પરંતુ જાગ્રત જીવ એ મૂર્છામાંથી બચી જઇ યા તો બહાર નીકળી સ્વસ્થ બને છે ત્યારે તેને ગઇ કાલ સુધી અજ્ઞાત અને ધૂંધળું એવું ઘણું સત્ય સ્પષ્ટ અને જ્ઞાત બને છે. આજ સુધીના વિકાસને તે કેવળ બાધેભાર—general જીવન સંગ્રામ તરીકે નહિ, પણ વર્ગ—સંગ્રામ રૂપે સમજતો થાય છે અને એ સંગ્રામમાં સંડોવાયેલાં બળોની તુલનાત્મક સમજ પણ લાધે છે. એ સમજનો રંગ પાકો બનતાં તે પોતાના વર્ગીય સંસ્કારની રસ્સીની પકડમાંથી પોતાને છોડવી, આવતી કાલનાં સર્જક બળોની હરોળમાં શામેલ કરવા આતુર બને છે. મૂડીવાદ—શાહીવાદ—ફાસિવાદની જીવલેણ પકડમાંથી નીકળવામાં પહેલ કરતી શ્રમજીવી જમાતનો સાથી બનવાને તલસી ઊઠે છે.

પરંતુ આવી સિધ્ધિ તો કાંઇ સરળ નથી. અને સમજ માત્ર કાંઇ બસ નથી. એમાંય કવિતા રૂપે લલકારી નાખવા માટે તો એની રોમ રોમવ્યાપી અનુભૂતિ જોઇએ છે. રાજકીય પ્રચારક કરતાં અનેક ગણું મુશ્કેલ !

અને બિચારો મધ્યમ વર્ગી બુધ્ધિજીવી કવિ આ દુઃસાધ્ય સાધના આગળ વામણો બની ઊભો રહે છે. સમષ્ટિની વિરાટતાને આવરવા મથતી, ઐતિહાસિક સત્યને માર્ગે મથામણ કરતી એની 'ફથળતી કલમ' અપૂર્વ અને જટિલ અનુભૂતિને વ્યક્ત કરવા ઊણી ઠરે છે. એની એ નૂતન અને સૂક્ષ્મસચોટ અનુભૂતિને વ્યકત કરવા જૂની હથોટીબધ્ધ 'ટેકનિક' છીછરી અને ટૂંકી પડે છે. ને નવી હથોટી લાધતાં લાંબી મજલ કાપવી બાકી છે એમ એ સમજે છે !

એ જાણે છે કે જેમ જેમ વિરાટ જીવનની વાસ્તવતા સાથે તે વધુ ને વધુ ઓતપ્રોત બનતો જશે, જેમ જેમ સભર વિસ્તરેલી વાસ્તવતાનેય પલટનારૂં જાગ્રત નિર્ણાયક તત્ત્વ પકડતો જશે, જેમ જેમ તેની આંખો ઐતિહાસિક સત્યનું આંતરદર્શન કરતી થશે, જેમ જેમ તે જૂનાં આથમતાં ઓસરતાં સડીને વિલિન થઇ જતાં બળો અને નવાં પાંગરતાં પ્રફૂલ્લતાં ઉત્કર્ષશીલ બળોની વધુ ને વધુ વૈજ્ઞાનિક પરખ કરતો જશે, જેમ જેમ તે એ માર્ગે વધુ ને વધુ પલોટાતો, રંગાતો ને ખરડાતો જશે તેમ તેમ તેની અનુભૂતિ વિશદ બનશે, તેમ તેમ તેની સંવેદના મુખર બનશે, તેમ તેમ તેની વાણી નીડર અને પ્રાણવાન બનશે. એમાંથી કોઇ પ્રચંડ 'પ્રચારક' તો કોઇ 'સર્જક કવિ' લાધશે. જેટલે અંશે કવિતાની વિશિષ્ટ કલા સાધી હશે તેટલે અંશે ને સ્વરૂપે તે કવિ ઊર્મિ ગીતોથી માંડી મહાકાવ્યનો સર્જક બનશે.

સાધક જીવને આ પ્રક્રિયા દરમિયાન એક વાતની પ્રતીતિ

થવા માંડે છે કે વિકસતી જતી જાગ્રતિએ એક બાજુ, તેના 'સંકુચિત વ્યકિતવાદ'ને ફટકો માર્યો છે; જ્યારે બીજી બાજુ, તેના, તેના જેવા, અને તેની નજર અને કલ્પના ય આજે જ્યાં પહોંચી શકતી નથી તેવા લાખ લાખ માનવીના સર્જક આત્માને, તેમના સુપ્ત 'વ્યકિતત્વ'ને પૂર્ણ કળાએ વિકસવાની અપાર તક જન્માવી છે; એટલું જ નહિ પણ એ ખીલવણીમાં પોતે સક્રિય સાથી બને એવી ય શકયતા છે. અને એવો સુભગ દિન નજદીક આણવા માટે ઝંખતો કવિ એની કલમને આ મહાન કર્તવ્ય-શીલતાને ચરણે ધરી દેવામાં પોતાનું કે કલાનું બલિદાન નથી લેખતો, પણ ધન્યતા અનુભવે છે. 'સ્વરાજને ખાતર સાહિત્યનો ભોગ' જેવી અણઘડ લાગણીમયતાને સ્થાને તેને નવું જ દર્શન થશે. તેને જણાશે કે એણે કલમને તરછોડીને તલવાર પકડવાની નથી; કલમને સ્થાને તલવારની 'પ્રતિષ્ઠા' કરવા માગતા બર્બર નાઝીઓનો એ અનુગામી નથી; પણ એથી ઉલટું જ. કલમની કલમરૂપે પ્રતિષ્ઠા કરવા મથતો કલાકાર એની કલમનો ઉપયોગ એક નિશ્ચિત સુભગ જીવનના વિજયના જંગમાં ભાગીદાર બની, પક્ષકાર બની, 'પાર્ટી-ઝન' બની એના દિલની અને કલમની બધી તાકાત લઇ શામેલ થઇ જાય છે; ને કલમની સાથોસાથ તલવાર પણ ધારણ કરે છે, ત્યારે ય તે 'કવિ' મટી 'સિપાહી' નથી બનતો, ત્યારે ખાખી લેબાસ કે તોપોના ગડગડાટ એની કલ્પનાને રૂંધાવી ગુંગળાવી તેને પાશવી તંત્રનો રખોપો બનાવી દેવાને બદલે જગતના નવસર્જનના પવિત્ર અને કલ્યાણકારી જંગમાં નૂતન શ્રમજીવી સર્જક શકિતને પક્ષે ઊભવા ને જીવનની બધી તાકાતથી કલમને ઊંચકવા પ્રેરણા પાય છે. આવા કવિને માટે બાહ્ય regimentation જેવો શબ્દ હાસ્યા-સ્પદ બની જાય છે. આવા કવિને માટે 'તું જંગમાં શામેલ થા;' 'તું આજ વિષય લખ'; 'તું આવી જ રીતે લખ' એવું કોઇએ

કહેવાની કે માથે લાદવાની કોઇ શકયતા નથી; કોઇ જરૂર યે નથી. કવિના પ્રાણને રૂંધવાની એવી આંધળી નીતિ નવ સર્જનનો અભિ-લાષી સંઘ તો કદી નહિ જ અંગીકારે; પણ એથી ઉલટું આજના અર્થ—ચૂડાબદ્ધ સમાજના આખરી બર્બરરૂપ ફાસિવાદને જ એવા regimentation ની જરૂર વરતાય છે.

આવી ફોજીવાદી ગુંગળામણમાંથી સદાને માટે છૂટવા ઇચ્છતા કવિને ધીમે ધીમે એ વાતની પાકી ખાત્રી થઇ જાય છે કે વર્ગ-વિહિન સમાજરચનામાં જ એક માત્ર એવી શકયતા રહેલી છે કે જેમાં પોતાને, પોતાની કળાને તથા સમસ્ત માનવતાને ભૂતકાળના મહામૂલા વારસાને ગૌરવભરી રીતે આગળ ધપાવવાની તક પ્રાપ્ત થશે, જેમાં સર્જકને રોટી અને આઝાદી હશે; સમસ્ત માન-વતાને રોટી, શાંતિ, સંસ્કાર ને આધ્યાત્મિકતાના હક્કો તથા તકો હશે.

બુદ્ધિપૂર્વક અને ખંતપૂર્વક અપનાવેલા આવા નૂતન જીવનના અને મુકતસર્જનના તેના ખ્વાબને આશા આશ્વાસન હૂંફ ને હિંમત આપતા સોવિયેત રૂસની નવ્ય ભવ્ય સંસ્કારિતાના જયોતિર્ધરોનો ઉજાસ એને મન કોઇ પરાયો, કોઇ બહારનો, કોઇ દૂરનો નહિ, પણ પોતીકો અંતરનો અને નિજી જીવનમાંથી જાગેલો હોય એવો લાગે તો તેમાં અવરની આંધળી ભકિત નથી; પણ માનવ સંસ્કારિતાની આંતરરાષ્ટ્રીય મમતાનો સ્વીકાર માત્ર છે.

વ્યકિતગત જીવનની વેરી અનુભૂતિનું ભાથું લઇ સમષ્ટિ જીવનની વિરાટતા પ્રતિ મજલે ઊપડેલી માનવજાત એની આ મજલ દરમિયાન અનુભવેલ પ્રેમ, વેદના, ઇર્ષ્યા, ક્રોધ, અથડામણ, શૌર્ય, આવેગનો અનુભવ કરતી, તેનું ધ્યેયલક્ષી ઊર્ધ્વીકરણ કરતી આગે બઢે છે ત્યારે નૂતન સંસ્કારિતાની નવી કલા આજ પૂર્વેના

તમામ વારસાને પોતામાં શમાવી લઇ નવીન 'ટેકનિક' પર સવાર બની નવે દેહે અવતર્યા વિના રહેતી નથી.

મધ્યમ વર્ગી બુધ્ધિજીવી માર્કસવાદી કવિ આવા આ ઉજ્જ્વળ ભાવિ પ્રતિ મુખ કરી એનું નાનું શું ભાથું લઇ, એ ભાથું અપૂરતું હોવાના ભાન સહિત, છતાં ભયરહિત બની પ્રત્યેક પગલે નવીન ભાથાંની આશા ને ખાત્રી હૈયે બાંધી મહા વિકટ ચડાણને માર્ગે નીસરી પડયા વિના રહી શકતો નથી.

એક માર્કસવાદી કવિતા–લેખકનું આ એવુંજ એક પ્રયાણ છે.

*

આ કાવ્યો પરત્વે એટલું જ કહેવાનું કે આમાંથી પહેલું અને છેલ્લું–એ લાંબાં કાવ્યો સિવાયનામાંથી ઘણાં આપણાં સામયિકોમાં અવારનવાર છપાઇ ગયેલ છે.

બીજું એ કે ૧૯૩૩ થી ૪૧ સુધીનાં જ ચૂંટેલાં કાવ્યોનો આમાં સમાવેશ કર્યો છે.

ત્રીજું–કે, આમાંનાં લગભગ બધાં, યા મોટા ભાગનાં કાવ્યો વરસો પૂર્વે ગ્રંથાકારે છપાવા જતાં હતાં તે વખતે મુરબ્બી બ-ક-ઠા તથા ઉમાશંકરની આંખ તળેથી પસાર થઇ. એમને હાથે થોડાંક સમારાયાં ય હતાં. એ પછી તો વારસો વીત્યાં; ને આ વખતે છપાવા જતાં પહેલાં એમાંનાં ઘણાંમાં ઠીક ઠીક કાટ છાટ પણ કરી છે, જેમાં મારાં અનેક સાથીઓનો સારો એવો ફાળો છે.

અને છેલ્લે, આ કાવ્યો ભાઇ ઉમાશંકર જોષીનો "ઊર્મિરંગ" તથા બંગાળી ચિત્રકાર બિરાદર ચિત્તપ્રસાદનું મુખચિત્ર ધારણ કરી પ્રકાશ પામે છે, તેને હું એક મીઠું સુખ લેખું છું, જે લાગણી વ્યક્ત કરતાં 'આભાર' શબ્દ શરમાય છે.

મુંબઇ
૨૩–૨–૪૪
લાલસેના–દિન

— ભોગીલાલ ગાંધી

# ઊર્મિરંગ

શ્રી ઉપવાસી આપણા આશાસ્પદ કવિઓમાંના એક છે. આજે એમના પ્રથમ કાવ્યસંગ્રહ સાથે સાહિત્ય રસિક ગુજરાત સમક્ષ એ ઉપસ્થિત થાય છે. સંગ્રહમાંનું પહેલું 'ચિરવિદાય'નું કાવ્ય એમણે મને પાંચ-છ વરસ પહેલાં જોવા મોકલેલું,—ગુજરાત આગળ એના અંતરંગની રજુઆત કરવાની જવાબદારી મારી ઉપર નાંખીને. એના પ્રકાશનના ત્રેવડમાં એ હતા, ત્યાં યુધ્ધ આવ્યું અને લેખક રાજકારણમાં સક્રિય હિસ્સો લેનાર હોઇ એમને અનેક પ્રવૃત્તિવમળોમાં ખેંચી ગયું. આજે પણ એ એમાં રમમાણ છે. પણ આજે તો એ જયારે પ્રવાહમાંથી માથું ઊંચકતા દેખાય છે ત્યારે પેલા 'ચિર વિદાયના' કવિ રૂપે નહિ, લોકસંગ્રહ માટે 'સાધના'-શીલ ગાયક રૂપે દેખાય છે. વચલાં વરસોમાં 'ચિર વિદાય'ના ઊર્મિ-જાળમાંથી તો એ ખસી ગયા; પણ એમની રચના વિષે મારે બે શબ્દ કહેવાના હતા એ વાતને વિદાય દેવાની એ ના પાડે છે!

લેખકના ભાવનાવિકાસની રૂપરેખા, સંગ્રહના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે—પ્રણય, વાંછના અને સાધના-તેના ક્રમમાંથી પકડવી શકય છે. પ્રણય કરતો જીવ સૌ કોઇને માટે શુભ વાંછના સેવી રહે છે ને એને ફલવતી બનાવવા જીવનની કઠોર કર્તવ્ય-સાધનાને વધાવી લે છે એ રીતે એના ભાવનાજીવનનું ઉત્તરોત્તર ઊર્ધ્વીકરણ (Sublimation) પણ થતું રહે છે. સહૃદયપણે જીવવા

મથનાર, स्वे स्वे कर्मण्यभिरतः સૌ કોઇ, એક પ્રકારના સાધક જ છે. શ્રી ભોગીલાલ ગાંધીને અભિપ્રેત તે સમષ્ટિના શોષણમુકત સુખ-જીવન અર્થેની સાધના છે.

આવી વિકટ સાધનાનો ને પ્રણયનો સામસામો છેદ ઉડાડવાનો ન હોય. રૂડા પ્રતાપ એ પ્રણયના, જેના નવાણમાંથી સાધનાનો આ બહોળો પ્રવાહપટ વિસ્તર્યો ! પ્રણયાનુભૂતિમાંથી જ બળ મેળવીને તો 'નવે તાન' ગાવાની ઝંખના જાગી ! કુદરતી છે કે સૌ ઊર્મિરંગમાં પ્રણય પ્રથમ દેખા દે.

પ્રણય એ તો સર્જનના સંગીતનો सा. પ્રણયનું મનભર ગાન આ યુવક કવિએ કર્યું છે. પહેલી કૃતિજ એનો સુંદર નમૂનો છે. એક મુગ્ધ કન્યા માવતરે બોલાવી એટલે પોતાના પ્રિયતમ પાસેથી 'પ્રિય હું આવીશ આવીશ આવીશ' એમ નિશ્ચયને ત્રણ વળ ચડાવીને જાય છે ને પાછી આવીજ શકતી નથી. માબાપ તેના કોકની સાથે ફેરા ફેરવી દે છે. એનો પ્રિયતમ ખૂબખૂબ રાહ જુવે છે ને છેવટે વિરહ સહ્યો ન જતાં ચિરવિદાય લે છે–આપઘાત કરે છે. આપઘાતની કથાઓની વાસ્તવિક જગતમાં અને સાહિત્યમાં તો ખાસ કશી નવાઇ નથી. નાયક આપઘાત કરતાં પૂર્વે પોતાની વેદના ઠાલવે છે (પૃ. ૧૧–૧૮) એટલામાંજ આ કાવ્ય પર્યાપ્ત થતું નથી એમાં એનું સૌભાગ્ય છે. નાયકના અંતિમ ઊર્મિનિવેદનની પૂર્વે કવિએ પોતાની તરફથી પ્રવેશક રૂપે 'કથા' (પૃ. ૧૦) રજુ કરી છે. એને લીધે આખા કાવ્યનું સ્વરૂપ પલટાઇ જાય છે. એકલા નાયકની વાણી આપણે સાંભળી હોત તો એની અસહાય સ્થિતિ માટે કવિ આપણી આગળ અશ્રુયાચના કરે છે એવો દેખાવ થાત. પણ આ 'કથા'નિરૂપણથી કવિએ આખો મોરચો બદલી દીધો છે. નાયકને જીવન ફેંકી દે છે, પણ મૃત્યુમાં તો એ શાતા શોધી શકે

છે. જ્યારે નાયિકાને તો મૃત્યુએ પણ ફેંકી દીધી છે. અને જીવન તો એનું શું છે એ જાણીએ છીએ. આમ આખી વાત તે આપઘાતની મટીને દ્વિવિધ હૃદયઘાતની કારમી કહાણી થઇ રહે છે. તેમ છતાં કાવ્ય આટલામાંજ પર્યાપ્ત થતું નથી. 'અર્પણ' (પૃ. ૯) એ પણ કાવ્યનો એક અનિવાર્ય અવયવ છે. દુનિયા તો આવી છે, દ્વિવિધ હૃદયઘાતોથી ભરેલી છે, એવી જેને પ્રતીતિ થઇ ચૂકી છે અને એથી તો જે સાહચર્યના લ્હાવાનું મૂલ્ય પૂરેપૂરું સમજે છે એવી 'સદય સંગાથી'ને કવિ દુનિયાની વિષમતાઓમાંથી પોતે સારવી લીધેલા 'આ ઊર્મિરંગ' અર્પણ કરે છે......તો, વાત સમજાઈ તો ખરી છેવટે! પોતાની 'દયિતા'ને વિરહનું સભર ભાન કરાવી એના સાન્નિધ્યને વધુ દૃઢ અને સુનિશ્ચિત જોવાનો જ કવિનો આ કાવ્યમાં ઉપક્રમ લાગે છે. પેલાં પાત્રોની કથા આને માની એ જ આપણે ભૂલ કરી. ખરા છે. આ કવિઓ પણ! પેલા 'મધ્યમવર્ગી આવેશપ્રધાન તરંગી યુવક' પાસે આપઘાત કરાવી પોતે તો ખાસ્સા આરામથી પ્રિયસાન્નિધ્યમાં એ આપઘાતની કથા લલકારે છે અને પોતાના સહજીવનને દૃઢતર ભૂમિકા પર મૂકવામાં એનો લાભ ઉઠાવે (એક્સ્પ્લોઇટ કરે) છે! કવિઓ ઉપર આ આળ નવું નથી. ગેટેએ પોતાની પ્રથમ કૃતિ 'સૉરોઝ ઑફ વર્થર'ના નાયકને મૃત્યુ–મુખમાં ધકેલી દીધો પણ પોતે દુનિયાનો એક મહાકવિ થવા સાજો સમો અકબંધ રહ્યો હતો. અને એ ઘટના સામે ફરિયાદ કરવાનું કોને ગમશે? મને લાગે છે કે લાગણી અનુભવવી અને એને કાવ્યમાં રેલાવવી એ બે વચ્ચેનો—ભાવ અને રસ વચ્ચેનો ફેર આવા ઉત્કટ દાખલાઓમાં સહેજે સમજાઈ જાય એવા રૂપે ઉપસી આવે છે. તો. આ કાવ્યની સફળતા તે એના સંવિધાનમાં છે. યુવકના નિવેદન–પૂર્વે 'કથા' અને તેની પૂર્વે 'અર્પણ' મૂકી પ્રણયીઓના સહયોગની ધન્યતાને ઉઠાવ આપવામાં યોજાયેલા કલાકૌશલમાં છે.

મેં હમણાં જ એકશ્વાસે ગેટે અને શ્રી. ઉપવાસીનાં નામ ઉચ્ચાર્યાં એથી કોઇને સહેજ પણ આંચકો લાગે તે પહેલાં કહી દઉં કે કયાં ગેટેની કળા અને કયાં આપણા આ કવિની 'કથળતી કલમ'? અને એ ઊણપમાં એક રીતનું સદ્ભાગ્ય પણ છે. 'સોરોઝ ઓફ વર્થર' પ્રગટ થતાં યુરોપમાં આપઘાત કરવાની ફેશન ચાલી પડી હતી, એવા કોઇ ડરનો તો સંભવ એટલો ઓછો!

કવિઓ વય વધતાં—એટલે કે સંસારથી વધુ ખરડાતાં—સંસાર મોભો જવાબદારી, નેતૃત્વ વગેરે નિમિત્તે તેમની લાગણીની આસપાસ મિથ્યા આવરણો લપેટતાં—અંગત ગૂઢ અને ગાઢ સંવેદનોને આત્મલક્ષી (સબ્જેક્ટિવ) કરતાં પરલક્ષી કવિતા પ્રકારે નિરૂપવા કેમ લલચાય છે, ઊર્મિકાવ્યમાંથી ખસીને પાત્ર-લક્ષી ઊર્મિ કાવ્ય (Dramatic Lyric), નાટક કે નવલકથા દ્વારા પોતાના હૃદ્ગતને વાચા આપવા કેમ પ્રેરાય છે એ સર્જકના મનોવિકાસમાં રસ લેનારાઓ માટે હંમેશાં આકર્ષક વિષય રહેવાનો. આ કવિએ પાત્રલક્ષી કૃતિ ઉપજાવી અંગત લાગણી ઉપર એને કેન્દ્રિત કરવામાં જે ઊર્મિવળોટ અને સહજ કલાવિધાન દાખવ્યું છે તે ખરે જ નોંધપાત્ર છે.

કાવ્યનું પોત સહેજ પાંખું છે, છંદ અને ભાષા બરોબર પલોટાયેલાં નથી, નહિ તો એનું ભવિષ્ય નિઃસંશય ઉજ્જ્વલ નીવડત.

પ્રણયનો સંસ્કાર કવિહૃદય ઉપર સારો પડેલો જણાય છે. 'ચિરવિદાય'ની ઘેરી નસનો ધબકારો જ જુઓ :

> વિરહ શાશ્વત ના, પણ કેવળ
> મિલન શાશ્વત, ઓ જગ! મા ભૂલ.

કેવું આશ્વાસક સત્ય છે! કેવો આશાનો બુલંદ અવાજ છે! પણ એની ચોટ તો જૂદી રીતે છે. જ્યારે સાથમાં હોય ત્યારે તો

સૌને મિલન શાશ્વત છે એમ જગતને સલાહ આપવાનું સૂઝે. પણ પોતે ય જગમાંનાં જ છે અને પ્રસંગ આવ્યે પોતે ય આ સત્ય ભૂલવાનું નથી ને વિરહ જીરવવાનો છે–એ વાત સહેજે ભૂલાઇ જાય છે !

મિલનની મંગલકામના—પોતાને માટે જ નહિ પણ સૌ કોઇ માટે—કવિહૃદય સેવી રહે છે :

> રે લાખ લાખ પ્રિય ! તવ મમ સરખાં વિયોગીઓ મળશે.
> હમણાં નહિ તો પ્રિય ! કોક દિને
> મળશે–મળશે–, બસ એટલું કહે. ['સાર્થક કર']

મિલનની મુશ્કેલીઓ પણ ઓછી નથી એ સદ્‌ભાગ્યે એની જાણમાં છે. 'રખેને' એક રમતિયાળ પણ મર્મસ્પર્શી ચિત્રાલેખન છે. માંડ સિદ્ધ થયેલા પ્રણયમિલને કાંઇ ઓડનું ચોડ વેતરાઇ ન જાય એ ડરથી પોતે મૂંગો બેઠો

> અને ત્યાં એ મૌનસ્મિત મહીં થયું વ્યક્ત સઘળું !

વિહ્વળતાને પરિણામે પોતે કાંઇ અનુચિત ચેષ્ટા ન કરી બેસે એ ભયે છેટે બેઠો

> અને એ બેઠાંમાં પ્રકટ થઇ અકળામણ ઊંડી.

આંખમાં બધું ભભૂકી ન ઊઠે એ ખાતર આંખો મીંચી માથું ઢાળીને બેઠો, તો

> અરે ! એ મીંચેલા નયનયુગલે કહી દીધું બધું !

આ 'રખેને' જેવું જ સંગ્રહનું બીજું ઉત્તમ કાવ્ય 'વજ્ર રમણીને' છે. એની પછીનું 'અમર સ્મરતી વિસ્મૃતિ'. અને આ બંને કોટિઓ કન્સીટ છે. પણ આ કૃતિ અંતની બે પંક્તિથી એકાએક બચી જાય છે. તને હું મારી કરી શકયો નહિ એટલે ખરી વાત કે હું

હાર્યો અને તું જીતી; હવે એ તારા વિજયની ખુમારી તું તલભાર પણ ઓછી કરીશ નહિ. મને દિલમાં ખટકશે તો ખરૂં પણ સાથે સાથે આશ્વાસન પણ છે જ કે અંતે

હશે વિજય પ્રેમનો, વિજય તો મને લાધશે.

અર્થાત, તને પ્રેમસ્વરૂપ ન ગણી હોત તો તારી વજ્રમયતા સમક્ષ હું ટકી જ શી રીતે રહેત ?

'ગુજરી'માં વજ્રહૃદય રમણનું દર્શન થાય છે એમ કહીશું ? 'છબી', 'ધરપત થતે,' 'ડૂસકું' તીવ્ર પ્રણયાનુભૂતિથી અંકિત છે. 'ભગિની–મિત્ર–સ્વજનને' ચિરવિદાય સાથે વિરૂદ્ધાવવા જેવું છે. પહેલું 'દિલભંગ ગાથા' છે. આ 'અભંગ દિલની નારીને' અર્પેલો પ્રશસ્તિ અર્ધ્ય છે.

'વાંછના' વિભાગમાં હજી વ્યકિતના રાગાવેગોનું જ ગાન ચાલે છે, પણ 'પ્રણય' વિભાગની જેમ તે અંગત નથી. 'કયારે' અને 'આત્મદીપોભવ'–સંગ્રહનાં બે શ્રેષ્ઠ ગીતો અહીં મળે છે અને કવિના અનુકંપાશીલ દર્શનના ઉત્તમ નમૂના સરખું 'ન વાંછજો કદી' પણ. સરળ અને અત્યંત મનોવેધક વાણીમાં કવિએ બીજાં માનવોને આશ્વાસનરૂપ થઈ પડવાની માનવની પારાવાર અશકિતનો નિર્દેશ કર્યો છે:

વિશ્વે ભર્યાં કૈંક ભૂહદ્ દયાઝરા,
ને તો ય દુ:ખી જ રહી વસુંધરા.

અને તેમ છતાં પોતાના હૃદયનાં બે દયાબિંદુનો ઉપયોગ, વાયરલેસની શકિત ધારણ કરીને, આસપાસ ચારેમેર ઊઠી રહેલા આર્તરવોને ભીતર ઝીલી લઇ લલકારી નાખવા પાછળ કર્યા વગર પણ એનાથી કયાં રહેવાય છે ? ('લલકારી નાખું.')

'દુખિયાં ભુખિયાં' માટે કાંક કરવું તો જોઇએ જ, અને થઇ શકતું કશું નથી, એ અસહાય સ્થિતિ જોઇ કવિ બેસી રહેત તો

ત્રીજો 'સાધના' વિભાગ ન મળત. એ વિભાગના આરંભમાં સાડા-આઠ સોનેટ (૯ મી કૃતિ સાત પંક્તિની અને સોનેટની બીડેલી કળી સમી હોઇ એને અર્ધું સોનેટ કહીશું ?)–માં કવિ ભાવના-જીવનના એક નવા પ્રસ્થાનનો પરિચય કરાવે છે. વ્યક્તિઓ માટે અને પોતે એક વ્યક્તિ તરીકે વલોપાત કરવો એમાં કાંઇ માલ નથી, સમષ્ટિ માટે અને સમષ્ટિના એક અંશ તરીકે પુરૂષાર્થ યોજાવો જોઇએ–એવી વિચારની નકકર ભૂમિ નજરે પડતાં 'નયન ઊઘડયાં'–નો અનુભવ એને થાય છે. પ્રથમ તો 'હતાં નયન બંધ અંધ'. માત્ર

પ્રિયા નયનકીકીમાં જગત આખું સંકેલીને

–પડયાં હતાં. (૧) ત્યાં આંગણે બાલક આવ્યો.

કુટુંબ વસુધાજેવું વિસ્તૃત થતું ભાસ્યું :

થઈ પમરતી સુવાસ ગૃહથી બધે વિશ્વમાં. (૨)

આત્મૌપમ્યથી વિશ્વબંધુત્વની ભાવના સેવવા માંડી. જડ પ્રકૃતિમાં પણ સત્યનું દર્શન થવા લાગ્યું :

અહો ! કુદરતે ભર્યો વિપુલ ઓઘ સાન્દર્યનો

અને ખરેખર નયન ઊઘડયાં એવું લાગ્યું (૩)

પણ એ તો ભ્રમ હતો. આ બહોળા ભાવો સેવ્યા હતા તે વ્યથિત-સૃષ્ટિ તરફ પીઠ રાખીને સેવ્યા હતા (૪). કાવ્યાદિકલાઓ, ફિલસુફી અને બંધુત્વભાવ એ બધું હવે જગતની મશ્કરી જેવું લાગે છે. અને પોતે ધાનકને ગૃહે ભલે જન્મ ધર્યો હોય, આજે એ ફુટપાથ ઉપર સૂવા કૃતનિશ્ચય થાય છે. કહે છે

મને ગરીબને ગૃહે જનમવા થઇ એષણા (૫)

અને ખરેખર એ ધનિક કુટુંબને છોડી ચાલે છે અને પાછલો વૈભવ યાદ સરખો કરતો નથી. તેમ છતાં હૃદયનો કકળાટ શમતો નથી જ (૫). હજી છાયા અને તેજનો ફરક એની આંખે વસતો નથી. રંગ જોઇને તે રાચે છે, પણ વિવિધ રંગોની પરખ એને નથી. સત્ય તો સારા જીવનને

વીંટીને વિસ્તર્યું છે

પરંતુ, અહ! પેખવું ભ્રમિત ચક્ષુનું નિષ્ફળ (૭)

ત્યાં એની સુંવાળી મનમુગ્ધતા હટે છે, મુલાયમ સ્વપ્નસૃષ્ટિ શતખંડ તૂટે છે; વિવિધ વર્ગરંગોથી ભરેલા સમાજમાં જુદાં જુદાં હિતો નિત્ય સંઘર્ષણમાં રોકાયાં છે—એ દૃશ્ય હવે એની દૃષ્ટિએ પડે છે અને એને સાચોસાચ 'નયન ઊઘડયાં' એવી પ્રતીતિ થાય છે. (૮) એ પહેલાંની મથામણ નકામી ન હતી. પ્રિયાની કીકીમાં જગત સંકેલીને રાચતો હતો ત્યાંથી સૌ વ્યથિતો પ્રત્યે દયા વહાવી ત્યાં સુધીનો ભાવનાપ્રવાસ શુભ પણ હતો; તેમ છતાં તે 'વૈયક્તિક' હતો—વ્યક્તિને કેન્દ્રમાં રાખનારો હતો, સમષ્ટિને નહિ.

આ વિચારણા સામ્યવાદને અનુકૂળ છે એ નોંધવાની ભાગ્યે જ જરૂર હોય. અંતે સ્પષ્ટ પણ કર્યું છે:

અને નિરખવું બધું વગર રંગનું ફોગટ—

તેમ છતાં

ન સત્ય, પરખે ન જે વિશદ વસ્તુનું વાસ્તવ (—૯)

એમ વધારે બૃહત્ સત્ય ઉપર આવીને કાવ્ય વિરમે છે. વસ્તુના વાસ્તવને યથાર્થતઃ ન પારખે તે સત્ય નહિ, એ વાત સૌ કોઈને સ્વીકાર્ય રહેશે. પણ 'રંગ' (વર્ગભેદ) જોવામાં જ યથાર્થ-દર્શન છે એ તો આ કાવ્યમાં માત્ર કવિની શ્રદ્ધા રૂપે જ રજુ થયું છે, અને સૌને એકસરખું ગ્રાહ્ય ન પણ નીવડે. તેમ છતાં યથાર્થદર્શન માટે મથતા એક આત્માની ભાવનાયાત્રાનું આ રેખાંકન જરૂર બોધપ્રદ અને હૃદ્ય થઇ પડશે.

'નયન ઊઘડયાં'માં વ્યક્તિની શ્રદ્ધા રૂપે જે તત્ત્વ રજૂ થયું હતું તે સમષ્ટિના ઇતિહાસપટમાંથી અનિવાર્યપણે તરી આવતા

સત્ય રૂપે 'સાધના'માં આલેખાયું છે. કાવ્ય વેદ ઉપનિષદ અને બુધ્ધ-ઇશુની કલ્યાણવાણીની ચિકિત્સાથી ઊપડે છે. ઇશુના ત્યાગનું પરિણામ વર્ણવે છે:

કિન્તુ રહ્યાં રંક જ માત્ર બધ્ધ ત્યાં
અને જિતાયાં દિલ માત્ર મિત્રનાં,
સત્તા ભર્યાં વર્ગ તણાં ન શોષણ
ગળ્યાં, ઘટયાં વા રજ;—

સૈકાઓ પછી યંત્રનો ઉદ્ભવ થયો. પરિણામે ?—

રે માનવી જાગ્રત યંત્રસ્વામી
મટી થયો ક્ષુલ્લક ક્ષુદ્ર બંદી
નિષ્પ્રાણની નિર્દય સર્પચૂડા
વિષે બન્યો ચેતનનાથ ફંદી !

યંત્રસંસ્કૃતિથી ત્રાસીને પ્રકૃતિ તરફ વળવાના પ્રયત્નો થયા. એમાં કાંઈ ન વળતાં 'નિસર્ગ ને માનવયોગ અદ્ભુત" છે એમ માની પ્રકૃતિની અનંત શકિતને નાથવાના પ્રયત્નો થયા. પણ

વધે વધે યંત્ર વધે છ યંત્રણા
વધી રહી માનવતાની યાતના

ટોલ્સ્ટોય-ગાંધી આદિએ વાસનાને મૂળમાં જ ડામવા માટે એ સાધનો—યંત્રોને તિલાંજલિ આપવાનો આદેશ કર્યો. પણ બીજાઓ બોલ્યા:

રે દોષ શો યંત્ર પરે જ દેવો ?
એ તો બિચારો જડ શકિત ભારો,
ચૈતન્યની ઓજસ ચીનગારી
વિના કદી યે નહિ પેટનારો.
સૌ દોષ છે ચેતન માનવીતણી
સ્વાર્થી ભૂંડી ભીષણ વાસનાનો.

પણ આ બધા ઇલાજોથી કાળને જરી સરખી કળ વળી નહિ:

સૌ વાણી એ ભીષણ કંદરામાં
ફેંકી દઇ કાળ કરાળ ચાલ્યો.
મથ્યા બહુ સંત મહર્ષિઓ યે,
છતાં ન પાછી દગ ફેંકવા ઊભો.

અહીં કવિ માર્ક્સવાદી જીવનદર્શન રજુ કરવા માટે યોગ્ય ભૂમિકા રચાઇ લેખે છે, અને મમરો મૂકે છે:

યંત્રો નહીં જેમ અનિષ્ટ પંડે
વૃત્તિ નહીં જન્મતી આપમેળે.

વૃત્તિ પણ સમાજના વિકાસની પ્રક્રિયામાંથી ઉદ્ભવે છે ને ખીલે છે. એ વૃત્તિ–વાસના સ્વયંસિદ્ધ અને શાશ્વત નથી. યુગેયુગે એ કેમ પલટાતી ચાલે છે એનું ઇતિહાસમાં દર્શન કરાવી અંતે એ સત્ય તારવે છે કે 'વર્ગોતણા ભીષણ ઘર્ષણોમાં સંક્રાંતિનાં બીજ અવ્યક્ત સુપ્ત' છે. બુઝર્વા સંસ્કૃતિએ જેમ ફ્યુડાલિઝમ (બાપુશાહી)ની ઘોર ખોદી તેમ બુઝર્વાની ઘોર ખોદનાર વર્ગની ગંજાવર સેના તૈયાર થતી આવે છે એ પણ નિઃસંશય. એ સેના માનવતાને શોષણથી મુક્ત કરશે એ પણ નિઃસંશય. શોષણમુક્ત માનવ પછી પ્રકૃતિનો બંદી મટીને પ્રકૃતિનો બંદો બની રહેશે. આવી સિદ્ધિ માટે સાધનાશીલ એવા સંસ્કૃતિના નવીન અગ્રણીના તેજસ્વી ચિત્ર આગળ કાવ્ય અટકે છે:

ને એ દગો ક્રાન્ત વડે ઉકેલતો
વિરાટની ગૂઢ રહસ્ય લીલા
દોરી જશે સાધક જાગ્રતાત્મન
સમાજને, સંસ્કૃતિનો રથી બની.

સામ્યવાદી વિચારણાને કાવ્યમાં મૂર્ત કરવાનો આ કાવ્યમાં સબળ પ્રયત્ન થયો છે અને તે ઘણે અંશે (પ્રથમખંડની શિથિલતા

બાદ કરીએ તો) સફળ પણ થયો છે. મને તો આ કાવ્ય ખરે જ એક સુભગ પ્રયત્ન લાગે છે. આપણી કવિતાએ કેવાં નવાંનવાં ક્ષેત્રો સર કરવાનાં છે તેનો પણ અણસારો આવા પ્રયત્નોમાંથી મળે છે.

આખો સંગ્રહ જોતાં એનું મુખ્ય લક્ષણ તો એનો બળબળતો આવેશ પ્રણય કવિતામાં મસ્તી રૂપે, લાલી રૂપે, મૂર્છાવસ્થામાં પણ ટકી રહેતા એક જાતના નશા રૂપે વરતાય છે. ટાઢી લાગણીઓ-વાળા આ પ્રદેશમાં સદ્‌ભાગ્યે નરસિંહ અને મીરાં, નર્મદ, બાલા-શંકર અને કાન્ત પ્રણયની લાલી મુક્તકંઠે રેલાવી ગયાં છે, અને આજે પણ કરસન માણેક, સુન્દરમ્, પતીલ અને ઉપવાસી જેવા કવિઓમાં એ કેફ પ્રગટતો જોઇ જરૂર આશ્વાસન અનુભવાય છે. એ આવેશ, સહન કરવાની ઊંડી મૂંગી તાકાત રૂપે પણ વરતાય છે:

તુટે ગાત્રો, હૈયું સુસકતું ઊંડા સાસ ભરતું,
નિચોવી આણ્યું યે જીવતર ઝર્યું એક ડૂસકું ('ડૂસકું')

એને લીધે પદાવલિની પસંદગીમાં લેખકનો પક્ષપાત ઘણું-ખરું પૌરુષભર્યાં પ્રતીકો તરફ ઢળે એ સ્વાભાવિક છે. અને એ આપણી લોલલોલમાંથી માંડ છૂટેલી કવિતા માટે એક અભિનંદનીય ઘટના છે. સમયની કાનસ, મનમોભ, કાળની કરવત, વિસ્મૃતિની વણઝાર, એટલા પ્રયોગો પૃ. ૧૫ ઉપર જ મળે છે. 'ભુંજાતું' શબ્દનો વારંવાર ઉપયોગ, શબ્દચાપડે, જીવનરીક્ષા, ભૂતઉતાર, જેવાં પ્રતીકો પણ નવાં અને તાકાત સૂચવનારાં છે. આ પૌરુષભર આવેશ 'સાધના'લક્ષી કાવ્યોમાં તીવ્ર અમળાટ, ઉગ્ર ઉકળાટ રૂપે પ્રગટી રહે છે. એના દૃષ્ટાંત માટે 'લલકારી નાખું' એ શીર્ષક જ પૂરતું છે. માથું ઊંધું ઘાલીને, કોને કેવું લાગશે એમ આડુંઅવળું જોવાની પરવા સુધ્ધાં કર્યા વગર, હોય તેટલું હૃદયબળ એકઠું કરીને ગાવા માટે મરણિયા બનેલા દુર્દમ્ય ગાયકનું ચિત્ર નજર

આગળ ખડું નથી થતું ? 'રશિયા,' 'સોવિયેટના લાલ નાગરિને'–એ સ્તોત્રોમાં અને સંગ્રહના ભૂષણરૂપ 'સાધના'માં પણ એ પૌરુષભર આવેશ તરવરી રહે છે.

આ લક્ષણને પરિણામે કવિતાના બહિરંગને–છંદ અને ભાષાને– એકંદરે તાજગી અને સ્વાભાવિકતા મળ્યાં છે તો ક્યાંક તોડફોડ અને ઠરડમરડ પણ નથી થયાં એમ નથી. 'કલમે કથળતી' (પૃ. ૯), 'અકળામણ ઊંડી' (પૃ. ૨૫), 'હસતું ધબકતું' (પૃ. ૧૩)–માં છંદો–ભંગ લયપોષક નીવડે છે એવું બધે જ નથી બનતું; બધીજ વાર એમ નથી લાગતું કે 'એ તો શોભા કલા; ન કલંક એ.' 'પ્રથમ બિછડ્યાં' અને 'ધરપત થતે' જેવા પ્રયોગો, બંગાળી લયનો સ્વીકાર, 'પ્રેમ કહાણી' અને 'ગુજરી'ના નવતર લય, વગેરેમાંથી પદ્યરચનાની વિવિધતા અને ફાવટ અચૂક વરતાઇ આવે છે. 'દીપોત્સવી'માં

પડેલા ભૂલાવે
જનોને ઝૂલાવે

ની આંતરે આંતરે દ્વિયુક્તિ કથનને સારી ચોટ આપે છે. તેવું જ 'રોમાન્સ'માં પણ બન્યું છે.

ભાષાની ઝપટમાં 'પ્લાવિત,' 'હર્મ્યપ્રસાદની છાદમાં', 'રૂક્ષાવતી,' જેવા શબ્દો ઘસડાતા લંગડાતા ખેંચાય છે એ સહેજ કઠે છે. તો બીજી બાજુ 'ટગટગી રહું,' 'ટમટમકતું,' 'સુસકતું,' 'માર્ગું,' 'ડુબડુબે,' 'નીરખ્યાં,' 'બ્હાદરો, એ પ્રયોગો તાજગીભર્યા પણ લાગે છે. અણજાણ ઉપરથી 'અંજાણ' અને આંસુ ઉપરથી યોજેલો 'આંસુડો' શબ્દ તો ખરે જ બહુ મૃદુતાવાચક છે. લેખક બીજી ભાષાઓમાંથી પણ શબ્દો ઉપાડે છે. એવી પ્રવૃત્તિ ભાષાવિકાસ માટે એક આરોગ્યસૂચક ઘટના ગણાય. બંગાળીમાંથી 'ઉતલ,' મરાઠીમાંથી

'પરત,' અને હિંદી માંથી 'બિરથા,' 'દૂણી,' 'બિછડયાં,' 'ઝંઝીટ' જેવા શબ્દો ઝડપે છે. 'મુલાયમ સાંજરે,' 'જીવનની બહલાવનહારને,' 'હજાર રાતો. હજાર દિવસો. હજ્જારો હજ્જારો' જેવામાં પ્રગટ થતી નવતર ભાષા ભંગી ખરે જ આવકારપાત્ર છે.

આ સંગ્રહના પ્રકાશનથી ગુજરાતી કવિતાના નકશામાં અમારી માઝુમ નદી (પૃ. ૬૭) સ્થાન પામે છે એ ઘટના મને પોતાને તો સૌથી વધુ નોંધ પાત્ર લાગે છે. આમ દરેક નદી દરેક ડુંગર પોતાનો પ્રતિનિધિ કવિ આપે તો ગુજરાત બરોબર ગાતું ગુંજતું થઇ જાય.

અંતે, ભાઇ ઉપવાસી સાધનાજીવનના તાપ વચ્ચે પણ કવિતાને વિસારે નહિ મેલે એવી આશા રાખીએ. આ સંગ્રહ પ્રગટ કરતાં કવિતાને એમની પ્રાર્થના હો કે—

સાંજ સવારી દીપ પેટાવા આવજો પાછાં કયારેક કયારે
જીવનની આ બપોરી વેળા ધન્ય થશે આભાર ભારે

(વિદાય ગીત)

અમદાવાદ: ૨૧, ૨, ૧૯૪૪. ઉમાશંકર જોશી

## મહત્ત્વના સુધારા

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૬ | અદનો | અદના |
| ૨૮ | ૯ | વન રાન મન | વન રાન રાન |
| ૫૩ | ૫ | હદે | હૃદે |
| ૬૧ | ૧ | પ્રદ | પ્રમદ |
| ૭૯ | મથાળું | ઊનયન ઘડયાં | નયન ઊઘડયાં |
| ૯૭ | મથાળું | વરાટ પિગલાં | વિરાટ પગલાં |
| ૧૦૪ | ૧૬ | શૃંખલાઓ | શૃંખલાઓ |

સખી ! તવ રસાર્દ્ર દ્વાર થકી સૃષ્ટિના રંગ સૌ
શક્યો હું નિરખી.



# અર્પણ

માનવતા મહોર્યાં
કો માનવીની દિલભંગ ગાથા
ગૂંથી હદે ભગ્ન, દગે દ્રવન્તી
ને કંપ ભરતી કલમે કથળતી.

એ ભગ્ન હૈયું, દગ એ દ્રવન્તી
ને કંપતી એ કલમે * નિહાળી
ન્હોતી, છતાંયે અનુભૂતિ કીધી
જેણે સુદૂરે રહી અંતરાલે
—જાણે સ્વજનની દિલભંગ ગાથા !

ને આજ સાન્નિધ્ય મહીં સદાના
આવી વસી, કંપ ભરે છતાંયે.
રે, કાવ્યના પાત્રની ક્રૂર ગાથા
સંભારી સંભારી વહાવી આંસુ
મને કરે ના અળગો ક્ષણેક
થવા ચહે જે ન ઘડી ય દૂર
તે સંગાથી સદય દયિતે! અર્પું આ ઊર્મિરંગ.

* કલમ પણ

## : કથા :

એ મુગ્ધ જીવો
એ સ્નિગ્ધ હૈયાં
સંસારના શ્વાસ થકી અભોટ્યાં
ભેગાં થયાં ભેટી પળ્યાં પ્રફૂલ્લ્યાં
જાણે ભુલ્યાં સ્વપ્ન સમાધિમાં ઉંડાં.

ત્યાં એકદા 'ફેર મળીશું' બોલી
બાલા ગઇ તાત–નિમંત્રી ઘેરે.
ઘેરે હતા સર્વ સુસાજ સાધ્યા:
કો હાથથી હાથ મિલાવી, બાંધી,
ગાંઠે ગઠી, કોક અજાણ ઉંબરે
વળાવી દીધી વધુ—કન્યકાને.

ખંડી ગઇ મુગ્ધતણી જીવારત
શાંતિ થઇ મૃત્યુમુખે ય એને
મુગ્ધાતણી દગ્ધ અબૂઝ આરત
ક્યારે ય બૂઝી ?
નવ પૂછશો કદી.
એળે ફળે લગ્નમિષે ફસેલી
રે મૃત્યુએ ફેંકી દીધેલીને વિષે. *

* કથાનો નાયક તો આપઘાત કરીને ય શાંતિ શોધી લે છે. પણ પેલી લગ્નમિષે ફસેલી, અરે, મૃત્યુએ પણ જેને ફેંકી દીધી છે એવી વધુ–કન્યાની કથા તો એથી ય કપરી છે; કોઇ પૂછશો જ નહિ.

## ૧

* 'પ્રિય ! હું જાઉં છું–જાઉં મહામૂલી
જીવનની મુજ થાપણ સોંપીને
હૃદયનું ધન માહરૂં એવું જ
પરત માગીશ આવીશ ત્યાહરે.

હૃદયને બસ એક જ સાંત્વના–
ફરી નવાં રસરૂપ સુગંધ લૈ
જીવનની તવ સ્નેહમયી થવા
પ્રિય ! હું આવીશ આવીશ આવીશ.'

પ્લવિત અશ્રુતણા ખર વેગને
શમવી મિષ્ટ સુધામય ચુંબને
વ્યથિત હૈયું જરા; બહલાવીને
પ્રથમવાર વિદાય દીધી તને.

સ્વજન જાય–જવું જ પડે યદિ–
ફરી સુમંડિત રૂપ પધારવા.
સખી ગઇ, પણ નિશ્ચય આવશે
– હૃદયને મુજ એક જ સાંત્વના.

* આપઘાત કરવા સમેની કથાનાયકની મનોવૃત્તિનું ચિત્ર આખા કાવ્યનો મુખ્ય ધ્વનિ છે. કથા નાયકનું માનસ સંપૂર્ણ મધ્યમવર્ગી આવેશપ્રધાન તરંગી યુવકનું છે. શરૂઆતની આ બે કંડિકાઓ, નાયિકા તાતનિમંત્રી ઘેરે જાય છે તે વેળાની તેની વિદાયવાણીની સૂચક છે.

દિવસ જાય અને રજની જતી
જગત ચંક્રમણે ઝડપી ગતિ–
મહીં ઘણું ઘસડાઇ જતું નથી ?
ઘણું ગયું, તવ કાલ ગયો વીતી.

ઘણું ગયું—તવ કાલ ગઇ ભૂલી ?
પણ હશે ક્યમ ભૂલી તું આપણી
વિશદ જીવનની મધુરી સ્મૃતિ ?

શુચિ સુવાસ ભરેલ સવારમાં
રખડતાં ફરતાં કદી આપણે
નિરખતાં જલવીચિની આવલિ
જતી સુદૂર અને અથડાઇને
તટપરે ફરી આવતી પેખતાં
હરખથી ઉભરાતું હયું તદા

ઉભયનું. નહિ યાદ તને, કહે ?

મધુર કોક મુલાયમ સાંજરે
મુજ અગાસી મહીં, સખી ઊભીને
નિરખતાં દિનઅસ્ત પુકારતું
કિરણ આખરનું, રડતું નભ.

વદી જવાતું ઉભે થકી તે ક્ષણે:
'અહ ! સવાર પછ્યે ફરી ઊગશે
કિરણ એહનું એહ, તું ના રડ.'

ક્વચિત રાત પડી, ન પડી તહીં
ગગનને પટ શ્યામલતા થઇ.
વિમલ ચંદ્રની બીજકલા કહીં
જતી રહી ક્ષણમાં ? હું વિચારતો
ધવલ હર્મ્યપ્રસાદની છાદમાં
નભ જડેલ વિષાદદગે ઊભી.
સ્વજન ! તે ક્ષણ ક્યાંથી લપાઇને
નિકટ આવી લળી તું વદી ગઇ:
'ક્ષણ ઉગી, ગઇ આથમી ચંદ્રિકા
ત્વરિત એ બની ફુલ્લ પ્રકાશશે;
જગતને, નભને નવરાવશે
પુલકચિત્ત પ્રભાન્વિત પૂર્ણિમા.'

સખિ ! હજાર હજાર સમે ઉભે
હરખમાં રટતાં બસ એનું એ—
'વિરહ શાશ્વત ના, પણ કેવળ
મિલન શાશ્વત; ઓ જગ ! મા ભૂલ.'
જગતની પરવા ન હતી મને
વિરહનો ભય યે ન હતો તને.
મિલન શાશ્વત—જીવનનો જય.

ફકત રંગની લિજ્જતની ભૂખી
દગ પટાવત આપણ ચિત્તને ?
ફકત મુગ્ધ પ્રલોભનનું ભૂખ્યું
ચિત પટાવત આપણ બુદ્ધિને ?

નવ હતું નિરખ્યું કદી આપણે–
નભવિતાનથી તારક જે ખર્યો
ફરી કદી નહિ સ્વસ્થ બન્યો નભે ?

નહિ કદી ય અહો સમજ્યાં હતાં–
તૃણ ગયું ઉખડી ધરતી થકી,
ગયું--સદાનું ગયું ઉખડી ઉડી.

ફળત માનવીની મનકામના
હત ન વિશ્વ દુખી ન દયામણું
હત શું કામ તું આમ દૂરે પડી ?
અહ ! શું કામ હું આમ રહું રડી ?

સખિ ! સદાય થતે મનતું ચહ્યું
પ્રિયવિયોગની નિષ્ઠુર રાતડી
કદી ન ઊગત રે નભ માહરે.

જીવનની કપરી કરપીણતા–
તણી ન્હતી ગમ આપણને જરી
ફકત પ્રેમ હતો, હતી મસ્તી, ને
ફકત મુગ્ધ હતાં હૃદયો ઉભે.

પ્રથમવાર જ આખરની થશે
પ્રિય ! ન કલ્પ્યું હતું કદી આપણે.



૨

સુખ ગયું, સુખનું સપનું ગયું
દુઃખ રહ્યું, દુઃખનું રડવું રહ્યું.
પ્રિય જતાં પ્રિયનું સ્મરણું રહ્યું
પણ ન જીવન જીર્ણ પ્રફૂલ્લિયું.

સમયની ક્ષુર કાનસ કારમી
દરદ દુઃખ પ્રમાદ ભૂંસી જતી ?
રસ સુષુપ્ત સજાગ બની બની
જીવનની અકળામણ વીંધતા ?

નવલનૂતન ભાવ મનોરથો
પ્રબળરૂપ ધરી પગ માંડતા ?
વિગત પ્રેમની નિષ્ઠુર વેદના
દલિત પુષ્પસુગંધ સમી શમે ?

નવ શમી મુજ આંતરવેદના
ક્યમ પ્રમાદ શમે ન હજી, પ્રિયે ?
દિન જતાં બિરથા બમણી બની
બદનસીબની છાંય દૂણી કરે.

કઠણ કાળની કરવત કેમ ના
હજી ઘસાઇ નહીં મન મોભપે ?
સુખદ વિસ્મૃતિની વણઝાર શે
સ્મૃતિપટે મુજ ના હજી ઊતરી ?

રસ અનેક સજાગ બની બની
કયમ હજી નહિ જીવનને લસે ?
કપરી વાસ્તવતા બધીએ મળી
કયમ ન દુઃખવિષાદ નિવારતી ?
જગતની ફિલસૂફી નહીં મને
જીવનનું સુખ સાંત્વન દૈ શકી.

જીવનની બહલાવનહારને
જીવનથી અળગી કરવી નથી.
અવર ફિલસુફી કો રટવી નથી,
અવર કોઇ સ્પૃહાય રહી નથી.

મનુજને મનનું મળ્યું માનવી
મન રહે ઉછળી ગરજી હસી
મગન હું થઇ જીવત મોજથી.
કમલ કોમલ કાદવમાં ઉગે
મૃદુ ગુલાબ જીવે શત કંટકે
જીવત એમ ઉભે સખિ ! સાથમાં.

કમલ તું, દળકાદવ હું ભલે,
પ્રિય ! ગુલાબ તું, કંટક હું ભલે;
જીવત આપણ કેવળ સાથમાં
જીવનની ખુશઓ ભરી બાથમાં
જીવનની ફિલસૂફી બધી પછે
રટત આપણ બેઉ નિરાંતમાં.

પણ ગઇ તું, ગઇ તું–સદા ગઇ!
દિલ દિલાવર યાર જતી રહી
પ્રણયીને રઝળાવી દઇ ગઇ.

૩

નથી દુખો દુખરૂપ રહ્યાં હવે
નહિ સુખો મુજને સુખ દૈ શકે.
ફકત તું સુખ, તું દુખરૂપ જ્યાં
અવર દુઃખ ન દુઃખ, સુખે કશાં?

જીવનના સહુ મોહ મનોરથો
ફકત તું જ જતાં વણસી ગયા.
જીવનના સહુ શોખ સુખો રસો
ફકત તુંહિ મળ્યે વિલસી જતે.

જગતથી મુજ જીવન સાંધતી
તું જ હતી મમતામયી શૃંખલા
તવ જતાં ગઈ જીવનની ધૃતિ
અનુભવાવી શકે નવજીવન?

જગત શીદ અને જીવવું કશું?
અવળ દેહની કેવળ વેઠ એ.
ફકત દેહનું જીવવું—જીવન—
નહિ મને લવ માન્ય હતું કદી.

પ્રણયની તવ અગ્નિશિખા મહીં
પ્રખર કાર્યની જિંદગી મેં, સખી,
ચહી'તી ચંદનશી બહલાવવા.
પ્રણયનો પણ અગ્નિ બૂઝી જતાં
કજળી જિંદગી; કેવળ રાખ આ.

જીવનની તવ થાપણ સોંપીને
ક્ષણ વિદાય લઇ તું ગઇ હતી.
નવ થઇ તવ પૂર્ણ ક્ષણેક એ?
ચિર વિદાય લઉં છું, ક્ષમા પ્રિયે!

૨૦-૭-૩૭



## : નયનોત્સવ :

તને ટગટગી રહું લખસવાર સંખ્યા અને
ઉજાસવિણ ક્લાંત ચેતનવિહીન નાતો બધી.
તને નયનમાં ભરી, તવ અગાધ નયનોમહીં
ચહું સકળ સૃષ્ટિસંગ સહચાર હું સાધવા.

સખી ! જગતમાં બધે નયનતપ્ત મારાં ભમ્યાં
સમસ્ત જડ સૂક્ષ્મ ચેતન વિરાટ ફંફોસતાં;
કરી સતત સાધના–'અવરને કરું પોતિકાં.'
અને સ્વજનને ત્યજી દમન દેહનાં બહુ કીધાં;
વિરાટ પ્રભુતાતણો પથ છતાં રહ્યો દુર્લભ !

તહીં સુભગ કો સવાર મુજ જીવને ઊઘડી
દલે દલ પ્રફુલ્લમાં* તવ સુરેખ દેખી છબી.
સખી ! તવ રસાર્દ્ર દ્વાર થકી સૃષ્ટિના રંગ સૌ
શક્યો હું નિરખી; ભૂલું સ્વજનને–તને કેમ હું ?

કહે, કયમ પછી ન રાતદિન મીટ માંડી, તવ
ગમે ન મુખ દેખવું ? ઉજવું કાં ન નયનોત્સવ ?

૮–૪–૩૬



* પ્રફુલ્લિત દલેદલમાં

# : મિલન આતુરાં :

પ્રભા પ્રકટતી હતી. સુભગરંગ કંકાવટી
ધરી કરપુટે, ઉષા હૃદયનાથ સત્કારવા
જતી નભપટે, મનોમનમહીં સમુલ્લાસતી;
અને મુદિતચિત્ત સૂર્ય રતરાગ શૃંગારમાં
ભરે પદ યથેચ્છ. રે ! મિલનયોગ જામ્યો તહીં !

ન્હતાં હૃદય આપણાં મિલનઆતુરાં શું સખી ?
ન્હતી ઉછળતી નદી અટલ સ્નેહ–સિન્ધુપ્રતિ ?
હતાં નિરખતાં સદા શુભ મુહૂર્ત શુક્લાર્ધની
વિલાસરજની ભણી, અદૂર એ ક્ષણો યે થઇ;
અને હરિતવર્ણ મંડપ અશોકપર્ણે લચ્યો.
રચ્યા કુસુમ કુંકુમે અખિલ અક્ષતે સ્વસ્તિકો;
રહી નવ મણા કશી, ક્ષણ ન અર્ધ બાકી રહી;
તહીં જવનિકા પડી–અમ વિયોગની રાતડી !
પડી જનનીહાક ! રે, મિલનયોગ જામ્યો નહીં !
ખરે, જવનિકા પડી અસહયોગની માતની.

સખી ! શબ્દ માતના; પ્રણયપૂર જ્યાં ત્યાં ઠર્યાં.
ઠર્યાં જ, ન વિલોપિયાં, ઉછળતાં સદા યે રહ્યાં
પ્રચંડ જલઘોધ શાં પ્રબળવેગ; તેં ના સૂણ્યાં ?

હું તો ક્ષણક્ષણે સ્મરું વિરહવેદના તાહરી,
હું તો સતત નીરખું કનકકાય ફિક્કી પડી,
હું તો અનુભવું નિતે અણુસહાય તું બ્હાવરી.
અને મુજ ગતિ, પ્રિયે? તરલ નાવ કેરી કથા?
ડુબે ડુબડુબે છતાં ડુબતી ના; સદાયે વ્યથા!

પડ્યો પરવશે હું, ને પરવશે પડી તુંય, રે—
પડી પરવશે જ જ્યાં ભરતમાત, શાં આપણે?
કદીક મળશું અને અમિલનેય વર્ષો વીતે,
વીતે સકળ જિંદગી, તદપિ દુઃખ શેનું પ્રિયે?
—વહે હૃદયમાં સદા વિમલ ઉત્કટ સ્નેહ જો.

૧૯૩૩



## : પ્રથમ બિછડ્યાં :

કદી હૈયું તારું બળીઝળી ઉઠે
ને નયન મુજ ખારાં દવ ભરે
રે! સહજ ગણું હું, તું ય ગણજે:
—પ્રથમ બિછડ્યાં આપણ ઉભે. *

હશે કો હૈયું ને નયન કદી ના આર્દ્ર નિઝર્યું ?
અરે ! હૈયું ના, પથ્થર; નયન ના, કાચકણિકા:
—પ્રથમ બિછડ્યે યે નવ દ્રવ્યાં !

૧૮–૮–૪૧



* બંને

## : ન કલંક એ :

કુટિલ જગની કૂડી દૃષ્ટિથકી ડરતી હતી
પ્રણયદુખની આછેરી કલ્પના ગમતી ન'તી
શયિત હૃદયે તો તું શાને ફરી સ્પરશી ગઇ?

મુજ હૃદયને જાણે ના તું? પડી લત ટેવ કે–
ક્વચિત વરસ્યું એકાકી તે ફરી કદી ના સૂકે;
નિત વરસતું છોને નાંહીં બને પણ આર્દ્રતા
અવિરત વહે જન્માન્તે યે, મુહૂર્ત મળી જતાં
ગહન પટમાં છૂપેલું એ વિલંબ નહીં ચહે;
પ્રગટ ગરવો ધો ધો ધો ધો મહાનદ ઊછળે;
ઉભય તટને તોડે ફોડે ધરિત્રી રસાતળે;
બસ અવગણે સર્વે બન્ધો ન સંયમ એ સહે.

અદય થઇને દાબ્યું હૈયું બીજું પણ શું કરે?
અદય થઇને દાબી રહેવું હજી ય કહીં લગે?
પ્રણયરસની મોંઘી પૂંજી પવિત્ર સુગંધિતા
અણકુદરતી લજ્જા ભારે રહી કરમાવવી?
જગતદમને ગોંધી રાખી વૃથા જ ઝુરાવવી?
—પ્રકટ વિહરે છોને વિશ્વે પ્રભા અકલંકિતા.

પ્રમદ વયની જુવાની, તે કદી ઉભરે ય, ને
મહદ નદશી છોળો ઊડે ઉભે કુબિયે ભલે.
પ્રણયશશિની એ તો શોભા, કલા; ન કલંક એ.

 ૨૪–૨–૩૪

## : અજંપ્યો આત્મા :

સખી! સ્પર્શું ચૂમું, અધિક બલ આશ્લેષમહીં લૈ
તને હૈયાહૂંફે નયનઅમી રેલાવી રીઝવું
અને તારાં ગાત્રો મુજ શરીરમાં, આત્મ હૃદયે
ભરી દૈ ઉન્માદે, અકથ અણજંપ્યા જતનથી
તને બાંધી દેવા અજબ ઉત્પાતો કરી રહું.
વળી એ સૌ પાછા સઘન દૃઢ બંધો શિથિલ થૈ
તને આત્મીયાને અવર ગણીને દૂર કરતા;
અને આ ચક્ષુ યે—ઘડીક પૂરવે જે ચમકતા
અને આ બાહુ યે—ઘડીક પૂરવે જે પસરતા
ઊંડી ઊર્મિછોળે, ક્ષણ પછી ફિકાં સ્તબ્ધ બનતાં!

પૂછેઃ 'શાને એવું ?'
તને યે શું કે'વું ?
ઘવાયા હૈયાના ઘડીક ઘડીના વૃત્તિપલટા!
અજંપ્યા આત્માના અસહદદ દાવાનળ ઉંડા.

૧૦–૪–૩૬



## : રખેને :

રખેને ઝંખેલા પ્રણયમિલને થાય અવળું;
દબાવી તોફાની દરદ દિલ, બેઠે સ્મિત કરી
સખી! મૂંગો બેઠો, તવ મુખ ભણી મીટ ભરીને;
— અને ત્યાં એ મૌનસ્મિતમહીં થયું વ્યક્ત સઘળું!

રખેને વાંચ્છેલા મિલન રસરંગે ક્ષતિ પડે;
દબાવી હૈ ને હું ક્ષતહૃદયની આરત બધી
સખી! આઘે બેઠો, તવ કર રખે સ્પર્શું ભયમાં;
— અને એ બેઠાંમાં પ્રકટ થઇ અકળામણ ઊંડી.

રખેને આ છેલ્લી પ્રણય ઘડીએ કોક નગણી
ઘવાયા હૈયાની પ્રખરતમ જ્વાલા રહી રહી
ભભૂકી ઊઠે, ને તવ હૃદય બાળે અમસતું
ગણી, બેઠો મીંચી નયનદ્વય, માથું નત કરી;
— અરે! એ મીંચેલાં નયનયુગલે કહી દીધું બધું!!

૮–૫–૩૮



## : વજ્ર રમણીને :

પ્રિયે ! હાર્યો ? મારો પ્રણય અધુરો સાબિત થયો ?
તને જીતી લેતાં અખુટ જલઅબ્ધિ ખુટી ગયો ?
ભલે, હાર્યો; મારી નવ કરી શક્યો હું કદિ તને.

ખરે નો'તું કલ્પ્યું, હૃદયબળ પ્હેલાં અનુભવ્યું
હતું મારું મેં યે; નવ કદી શક્યું કો હજી લગી
ઉથાપી કે ખાળી હૃદય વહતો ધોધ અદનો;
અને એ આશાએ હજી લગી જીવ્યો હું ગરવથી.
છતાં આજે તું સૌ અફળ કરી ગૈ; ધન્ય જ તને ! !

પ્રિયે ! જીતી ? રે'જે અમર વિજયે તો વિજયની.
જીતેલી જીતોને પ્રણયરસરંગે રગડી દૈ
રખે જીત્યું તારું અફળ કરતી—રે, લજવતી.
સદા રે'જે જેવી અબઘડી રહી વજ્ર રમણી
અને આ હારેલા ઉપર ચિર હાસ્યે મલપતી.
મને મારું એથી રજ નહિ સખી, લાગી શકશે.
ભલે હૈયું દાઝયું, દરદ નહિ એનું ભૂલી શકે.

મને પણ હમેશ એક દિલમાં રહી સાંત્વના—
'હશે વિજય પ્રેમનો, વિજય તો મને લાધશે.'

૧૯૩૭

## : અમર સ્મરતી વિસ્મૃતિ :

પ્રણય સ્મરણાં સર્વે તારે ભુલી જ જવાં, પ્રિયે ?
ગત સમયનાં સ્નેહાંકુરો દહે છ તને હવે ?
હિમજલતણાં બિન્દુ બાળે સુકોમળ પુષ્પને;
મૃદુ હૃદયને કાં ના બાળે અસહ્ય વ્યથા, કહે ?

નહિ અવર કો રસ્તો સૂઝે, ભલે જ ભુલી જજે:
પ્રયણપથમાં હારેલી તું, નિરાશ નહીં થજે;
સદય નયને ગદ્‌ગદ્‌ કંઠે 'ક્ષમા' ન ઉચારજે;
રટણ કરતી ચાલી જાજે ક્ષણે ક્ષણ એજ કે–
'પ્રિય સ્વજનને ભૂલી જાઉં હું વિસ્મૃતિપંથ પે;
ક્ષત હૃદયના ઊંડા ઘાવો હું ધોઉં ન આંસુડે.'

જડ જગતમાં ઘેર્યો આત્મા રખે રટવું ભુલે;
પ્રતિપદ સખી ! ઊભીને તું ફરી ફરી ગુંજજે :
'પ્રણય સ્મરણાં સર્વે મારે હવે ભુલવાં' અને
અમર સ્મરતી વિસ્મૃતિમાં ભલે પછી તું બુડે.

૧૪–૧૨–૩૪



## : પાછલી સ્મૃતિ :

૧

જુવાની ભર જેમની હૃદયની મર્મવ્યથા ઊભરે
પીડા અંગ અસહ્ય થાય અતિશે, રક્તાશ્રુ નેત્રે ઝરે;
તારો કેશકલાપ કામણભર્યો, તારા કુંળા હસ્તને
આરાધું સ્પરશું ચુમું શિર ધરું, રાત્રી બધી નીરખું
દેવી! દિવ્ય દયા સુધા રસ ભર્યું સાન્નિધ્ય મારે ઘણું.
દાવાગ્નિ પણ શાંત થાય ક્ષણમાં, મારું તહીં શું ગજું ?

૨

બપ્પોરા–વયની વિષાદ સરિતા આધેડની ઊભરે
અક્કર્મી મુજ ગાત્ર સૌ તરફડે, દેવી જતાં ક્યાં ઢળે ?
નેત્રો યે વન રાન મન ભટકે સૌભાગ્યહીણા જગે;
ત્યારે—કાવ્યપ્રિયા ! કલારસપ્રિયા ! તારા પ્રિય સ્પર્શથી
તારી પ્રૌઢ પ્રભાભરી મધુમયી વાણી પ્રસન્ના થકી
અંગારા પણ બૂઝતા; હૃદયનું શું પૂછવું ત્યાં પછી ?

૩

કિન્તુ, ઉજ્જડ આખરી શિશિરની રૂક્ષાવતી જિંદગી–
ટાણે ઉગ્ર પ્રચંડ અગ્નિ ઝરતી હોળી ભભૂકે યદિ;
ત્યારે—જીવનને શું માત્ર ભમવું રહેશે નિરાશાટવી ?
શું મૃત્યુપટ–પાથર્યા કફનથી ઊભી થઈ સંસ્મૃતિ
વીત્યા જીવનની, નહીં મરણને મીઠું કરી એ જશે ?

૧૯૩૪



## : છબી :

સત્તર વરસે છબી આજ આ રહી નજરને બાંધી
કેમ કરીને કામગરા આ હાથ પરે ચઢી આવી ?
આવી વ્હાલી, સત્તર વરસે ? ભલે આવી પિયારી
જીવનની આ સંધ્યા જોવા; તારી યે બલિહારી.
આવ પિયારી ! ભલે આવી તું, આવ અહો, મતવારી !

સત્તર વરસે છબી તાહરી ઊંડી આંખો વળગે
હતી તેહવી અને તેહવી હજી લગ તું તો છો રે !
અને હું તો, જો, બુઢ્ઢો થઇને બોખો યે થઇ ચાલ્યો.

પ્રિયા ! ગઇ તું એજ એક નહિ, બે નહીં, બાર નહિ રે
હજાર રાતો, હજાર દિવસો—હજ્જારો હજ્જારો
રાત દિવસ આ આંખો અંગો શોષાયાં ભુંજાયાં;
સદા અજંપ્યાં સવાર સાંજે, બપ્પોરે, રજનીએ
ઝુર્યાં રોયાં અને ફકત તવ ધ્યાનમહીં પ્રોવાયાં.
સદા ઝંખતાં: કોક સવારે છુપાયલી તું ટહુકશે;
રસ્તે જાતાં અગર નજરની આડે ઊભી હસશે.
અગર પૂંઠેથી ચુપકીથી તું આવી આંખ દબવશે,
કે હું સૂઉં તે ઘરના નળિયેથી ટપકી પડશે;
પણ તું નક્કી ગમે તહીંથી આવી આગ બુઝવશે.

મૂર્ખ હું કેવો ? અબુધ હું કેવો ? ગયા પૂંઠે બસ રોયો !
એક દિવસ નહિ, ચાર દિવસ નહિ—યૌવનનો રસ ધોયો.

જગત કે'તુ''તું મને 'અલ્યા આ ધૂળધોયાનો ધંધો,
ગયું ન પાછું કદિ યે આવે, રહ્યો હજી તું અંધો.'
ખરે ન સમજ્યો, જરી ન સમજ્યો, વીત્યાં વરસો વરસો.
ગયું જીવનનું ભોગવવાનું, છતાં નહીં હું ચેત્યો!

વરસ વીત્યાં ને વીત્યું યૌવન, હું પોતેયે પલટયો;
ઉદ્યમવંતા વિશ્વે મજને કર્તવ્યોથી લપટયો.
રહી જિંદગી બાકી મારી યંત્રની જેમ ગુજારું;
રહું ભૂલીને ગતજીવનને--જાણે એ સપનું'તું.
ને આંસુની ધારે આજે તને ન જો નવડાવું,
'પ્રિયા! પ્રિયા!' પોકારે આજે જો ના ગાંડાં કાઢું,
ઝુરી ઝુરીને આજે આંખો ના તું-કાજ વહાવું—
ક્ષમા તું કરશે? રોષ ભરાશે? કહે તું સાચેસાચું.
નગણો, નિષ્ઠુર અને ભુલકણો, દ્રોહી કહી ચીડાશે
કે આ સ્વસ્થ બનેલા સાથીને તું આશીષ દેશે?

રે આ હજીયે હૈયું મારું ધડકે છબી નિરખતાં
ને ઇચ્છે: 'એકાદું બિંદુ ઢાળી શકું જો હમણાં!'
ખરે શકત તો ધન્ય માનતે; પણ રે આંસુ ક્યાં છે?

ને મેં લુખ્ખી આંખ વડે જ્યાં ચૂમી છબી પ્રિયાની,
આંખોમાં એણે અહ ક્યાંથી ભરી દીધી જલધારી!
સત્તર વરસો પ્હેલાં જેવી નદી શ્રાવણી વ્હાવી!!

૧૦-૧૧-૩૮



## : તદા :

સખી ! જીરણ આ શરીર બનશે, જુવાની જશે;
કદી કથળશે અખૂટ રસની ભરી નિર્ઝરી.
કને નહિ કશું રહે—સ્વજન સ્વાસ્થ્ય સંપત્તિ કે
વિલાસભર જિંદગીતણું તૃણાંત રેખાંક યે.

ભલે સુખ બધાં વીલે; સુખની બાહ્યની શી તમા ?
ન દુઃખ દુખરૂપ જો  ઉભય આપણે સાથમાં.

હજો દુખ હજાર—રે, વસનવાસહીણાં બની
ભૂખ્યાં ભટકશું વનોવન. અહો ! તું થાકી જશે ?

અને શું સ્મરશે સુખી સમય આગલા પ્હોરનો ?
કુંળું કકળશે હયું દુખદ જિંદગીભારથી ?
પ્રિયે ! લથડશે પગો ? કથળશે નસો ? ત્યાહરે
ઉઠાવી મમ સ્કંધ જીર્ણપર અંગ કરમાયલું
ધુમીશ દિનરાત હું, ખભું દુખે અને એવડી
વળે ગરદને; ભલે, રગત વ્હે પગો બેઉથી.

છતાં ધુમવું એ જ એક સુખ સ્વાસ્થ્ય સંપત્તિ યે.

૧૯૩૮



# : ઘરપત થતે :

*હોડી હેલે ચઢી ને ગહન જલનાં વ્હેન તોફાન જાગ્યાં;
હૈયું હેલે ચઢ્યું ને મહદ મદનાં ઘેન જામ્યાં ઝઝૂમ્યાં;
જાણ્યું--'સંગ્રામ જાગ્યો'; ઘરપત થઇ જીવને--'તું છ સાથે';
ને મેં જોયું નમીને તવ મુખભણી સંમતિ મૂક માટે.
ત્યારે--ત્યારે--પ્રિયા ઓ! પ્રથમ પ્રથમે જોઇ મેં શકિત મારી
ને સૌ ઝંઝા તુફાની અડગ ડગ થૈ આપણે ગ્યાં વટાવી.
જીત્યાં સંગ્રામ સાથે; વિજય વરવાની હવે આવી વારી.

ઊંચે આભે અડીને રજતરજ લૈ ચંદ્રને ચુંબનોથી
ત્યારે રંજાડતી'તી પ્રમદરજની જીતનાં ગીત ગાતી.
ને હું નીચે નમીને વિજયીલલના-ઓષ્ઠપે ચંદ્ર ચોઢું
ત્યાં તો—ત્યાં તો નિહાળું—
કૂંળી કાયા ઝુકેલી, શ્રમિત વદના, આખરી ઊંઘ લેતી!

પ્યારી! આ શું સૂઝ્યું? રે, વિજય વરવાની રહી નો'તી હોંશ?
જીત્યાં સંગ્રામ સાથે, અધવચ તજી તું જશે ન્હોતું ધાર્યું.
તારે હૈયે થયું ના?—ઘરપત થતે જીવને—જો હું સાથે?

ઓગસ્ટ ૧૯૨૭



* છને બદલે પાંચ લઘુ છે એટલે સ્રગ્ધરા મટી ગયો ખરો, પણ કાવ્યપ્રસાદમાં ક્ષતિ નથી થતી એમ સમજી સ્રગ્ધરાને પકડી રાખવા પ્રયત્ન નથી કર્યો.

# : ડૂસકું :

પણે રાત્રીરાણી સહ લડી પડી રે અમસતી
મીઠી સંધ્યા-કન્યા ડુસકું ભરતી પોઢી ય ગઇ.

અહીં મારે—શ્યામા સહ અમસતો હું ય ઝગડી,
ખિજાઇ બારીથી અલગ થૈ શય્યામહીં ઢળ્યો.
અને એ તો મારી જડ થડ બની બેસી જ રહી.

થતું એવું તો કૈં સમય, ન્હતું આજે કશું નવું,
સવારે 'રોટી'ની ફિકરમહીં સંતાપિત જીવે
સુતો'તો નિત્યે હું શ્રમભર, બધા તાપ તજીને;
નહીં કિન્તુ આજે નિંદર ભરતાં નેણ, લમણાં
દુખે; શબ્દો ગુંજે : 'શિદ ઝગડ્યું રે સ્વજનથી ?'
અને ઓથારોના થર વિતરતા ચંડ સ્વરૂપે
ચઢી આવે મારા વિવશ દુબળા દેહ ઉપરે.

ઊઠું ચોંકી—રે, ક્યાં શયિત દયિતા ? રે, વલવલું.
ધણી-ધર્મ--પ્રેર્યો ઘનવનમહીં જેમ રઝળ્યો,
પ્રિયાયોગે ગાંડો નૃપ નળ, હુંયે એમ લથડું.

( અરે, મુર્ખા જીવા ! નિરખ ચખની સંમુખ જરી,
પ્રિયા તારી બેઠી હજી ય નથી શું બારીમહીં કે ? )

અને મેં સ્વામીએ સમીપ જઇ આશ્વાસનભર્યા
સુશબ્દે સંબોધી—
'અહો! એવું તે શું કહી દીધું છ કે આવું રુસણું?
અરે, બે હાંલ્લાં યે કદિક પડી પાસે ખખડતાં.
રિસાવું રોજે તે જીવનભર શું પાલવી શકે?'

વળી અર્ધાં ઘેર્યાં નયન મુજ બીડાઇ વળતાં
ઊંડી તંદ્રા ઘેને; ઉઘડબીડ ઓઠો બડબડે—
'કહે' વાંછે તું શું? બજવું કુરનીશો યદિ ચહે.
જરા જંપી સૂવા સદય બની દે એક ઘડી તો!
શિરે ચિંતાઓની ગઠડી ગહરી ઓછી કપરી
ઉમેરે એમાં તું ઘડી ઘડીમહીં રીસ કરીને?

અને સંતાપેલા
ચિતાચિંતા ભૂંજ્યા
તવાયેલા મારા જિગરથી સર્યું એક ડુસકું.

હશે સૂણ્યું એણે?
નહીં જાણું કેમે.

ખુલી આંખો પ્રાતઃ પ્રથમ સુણ્યું એકાકિ ડુસકું.
અને ચોંકી પાછું પડખું ફરી જોયું. પૂછું કશું?

વિના પૂછયે સંધું પ્રગટ: અટતાં એક ક્ષણમાં :
ઝમેલા આંસુના ઢગથકી હતું અંગ ચીકણું;
પહેરેલાં વસ્ત્રો બરછટ અને ચાદર ભીની.

ગુમાની તું કે હું ?
પૂછું આ મોઢે શું ?

પ્રિયે ! તારી વીતી ક્યમ કરી હશે આખી રજની ?
અરે, આ જીવ્યાની અગણ બધી રાતો પણ હશે
વીતી તારી કેવી ?

તૂટે ગાત્રો, હૈયું સુસકતું ઊંડા સાસ ભરતું;
નિચોવી આખુંયે જીવતર ઝર્યું એક ડુસકું.

૪-૧૧-૪૦



# નહિ મળેલા સંગી સાથે*....

આકાશભર્યાં તારલામાં આ મારો તારો કોઇ ?
આભાસભર્યાં આભલામાંહે મારો આધારો ક્યાંય ?
પૃથ્વી ભર્યાં પ્રાણમોઝારે મારું માણસ કોઇ ?

હૈયું ઘડી ઠારવાનું ના ?
આંખડી ભરી રાચવાનું ના ?

સભર ભરી સૃષ્ટિવચ્ચે શૂન્ય જીવન લેઇ
'નહીં મળેલા' સંગી સાથે નાચવું થેઇ થેઇ ! !

૮–૫–૩૫



* સરખાવો ટાગોરની એક નીચેની પંક્તિ. બાકીનું સંપૂર્ણ સ્વતંત્ર છે.

आकाशभरा तारार माझे आमार तारा कई ?
ऐई हवे कि ओई ?

## : પ્રેમ–કહાણી :

૧

ખીલ્યું નો'તું ફૂલ
કર્યું નો'તું મૂલ
  ત્યારે હતી તું મઝાની
  ઓરે! ઓરે! ઓ અજાણી!
આજે ખીલ્યું ફૂલ
થયું તારું મૂલ
  બની ત્યારે તું ગુમાની
  ઓરે! ઓરે! રૂપરાણી!

૨

હતી કૂંળી કળી
વાયુ લ્હેરે લળી
  મ્હેકી ઊઠી'તી રસાળી
  જાણે ભારોભાર ઉજાણી
ગંધભારે ભરી
વાયુશિરે ચડી
પૃથ્વીખોળે પડી
  હાય! બની તું ધુળાળી
  કોએ તને ના પિછાણી!

૩

આછી પીંછી થકી
અરુણે રંગી'તી

ખિલાવી'તી દેહ રૂપાળી;

તેજપુંજ છબી
બપ્પોરા રવિ

બાળી ગયો દેહ સુંવાળી
હાય ! કેવી પ્રેમ–કહાણી !

૧૯૩૪



# સાર્થક કર....

સાર્થક કર હે, પ્રિય મમ! સાર્થક કર હે
જીવન મમ સાર્થક કર હે!
તવ વિયોગની બિરથા
ક્ષણક્ષણની વિહ્વલતા
સાર્થક કર હે..............
પ્રિય મમ! સાર્થક કર હે!
સાર્થક કર હે! જીવન મમ સાર્થક કર હે!
મમ ઉન્નત જીવન-ધ્યેય-પથે
તવ સાથ સહાય સદાય પ્રિયે!
છો દુશ્મન આડ કરે
લખ કંટક પંથ ભરે
ને અંગ અંગથી રંગ લાલ મર મારગને ભીંજવે
દિલ હિંમત તોય બઢે
તવ સાન્નિધ્યે, સુપ્રિયે!
સાર્થક કર હે! પ્રિય મમ! સાર્થક કર હે!
જીવન મમ સાર્થક કર હે!
તવ સાથ વિના, સુપ્રિયે!
આ ક્રૂર વિરાગ-દિને
રે પંથ દૂર ને ચઢાણ ઊંચો-એકલ એકલ રે!
ચઢવા બલ વીર્ય તું દે
મસ ધૈર્ય તું દે
દિલને પ્રિય! હિંમત દે.

સાર્થક કર હે! જીવન મમ સાર્થક કર હે!
પ્રિય! હિંમત દે
દિલને અશી હિંમત દે
કૂહે- "આપણ એકજ પંથ તણા
ઉન્નત જીવન-સંઘ તણા
યાત્રી છીએ—
સહયાત્રી છીએ;"

ને એ પ્યારી ખુશ્બો સારી જિંદગીને બહલાવે.
મમ અંતરની બિરથા
પલપલની વિહ્વલતા
ભુલવાતણી શકિત તું દે
નિજ ધ્યેય વિષે
અશી ભક્તિ તું દે...

સાર્થક કર હે! પ્રિય મમ! સાર્થક કર હે!
જીવન મમ સાર્થક કર હે!
રે! એકજ આપણ પંથ પ્રિયે!
રે! એક માર્ગના માર્ગુ છીએ
જાત્રાળુ છીએ;
હમણાં નહિ તો......
કદિ કોઇ ને કોઇ દિને
અમ પંથ પંથ મળશે
અમ સ્કંધ સ્કંધ અડશે
અમ હાથ તાળી ઝીલશે

—રે લાખ લાખ પ્રિય ! તવ મમ સરખાં વિયોગીઓ મળશે.
'હમણાં નહિ તો, પ્રિય ! કોક દિને
મળશે–મળશે'– બસ એટલું કહે.

સાર્થક કર હે ! જીવન મમ સાર્થક કર હે !
પ્રિય ! હિંમત દે
અમ ઉન્નત જીવન ધ્યેય પથે
ચઢવા લડવા બલ વીર્ય તું દે
મસ ધૈર્ય તું દે
દિલભકિત તું દે
આ ક્રૂર વિયોગ દિને
સંગાથ વિનાના આ તવ જીવને અખંડ શ્રદ્ધા દે.

૧૦–૯–૪૧



## : ગુજરી :

હું ને મારી પ્રિયતમા રે'તાં હતાં જ્યારે
અમદાવાદની પેલે પારે નદીને કિનારે
નવાંસવાં પરણ્યાં હતાં
પ્રેમતણાં પૂર વ્હેતાં
છલોછલ ઉભરાતાં
જાણે સાબરપાણી !

હર્ખભર્યાં હૈયાં ઉભે ઉન્માદે ભરે
નાચી ઉઠે આલિંગી રે' નીરવ રવે.
પ્રિયા ત્યારે કહેતી હતી:
'થાક મને લાગે અતિ
સારી જોઇ લાવો ગોતી
બાઇ કોઇ શાણી !'
મેં કહ્યું: 'તારે કાજે સદા હું પિયાસી,
એક કહેતાં આઠ લાવું જોઇએ એવી દાસી.'

બીજે દિને શુક્રવારે
ગુજરીમાં ગયો'તો હું જ્યારે
ખરીદવાને ઘરનો સામાન,
ગૃહિણીએ કહ્યું હતું : 'વ્હાલા !
લઇ આવો એકબે ચ્હા-દાન.'

ફરતો'તો દુકાને દુકાને
હાટે હાટે નાના સ્થાને
ગુજરી પોકારતી'તી જાણે—
લેવું હોય તે લઇ લો આ ટાણે
પછી શોધ્યું જડશે ના સ્થાન.

બજાર આખે ફરી વળ્યો
મન ગમતો માલ ન મળ્યો
બફારાથી બળ્યો ઝળ્યો
ગૃહપ્રતિ કરું પ્રસ્થાન.
ત્યાં તો કાને અથડાયું—
"ગોરી ધીરે ચલો
ગોરી ધીરે ચલો
ગોરી ધીરે..."નું ગાન!

હોટેલ હતી ભરી ભરી
હિંદુ–મુસ્લિમ–બિરાદરી
ગાતી હતી ભિખારિણી
સભા બધી બની ગુલતાન.
સાંભળવાને ખેંચાયો ત્યાં
ભાન રહ્યું ના, છું હું ક્યાંનો ક્યાં!
ઘસડાયો પૂરમાં અજાણતાં
બોલ્યો હું યે સૌની સંગે—
'દિલજાન!'

રૂપ કેવું રૂડું રૂડું ?
કંઠ કહે ઊંડું ઊંડું
કશી વાતે ન્હોતું ઊણું—
ન્હોતી શું એ 'ગોરી' ખાનદાન ?

ગાન તાન પૂરું થયું
સૌ કોઇ ખૂશ થયું
પાઇ પૈસો દઇ રહ્યું
મને કશું સૂઝયું ના. નાદાન !

ભિખારિણી પાસે આવી
બોલી મીઠું ચાવી ચાવી—
'શેઠ ! તમે ભાગ્યશાળી
કરો ના કંઈ દાન ?

ખિસ્સામાં મેં હાથ નાખ્યો
પાકિટમાંથી પૈસો કાઢયો
જીવ મારો પાછો ભાગ્યો—
હાય રે કદરદાન !

વાત મને યાદ થતી
ગૃહિણીએ કહી હતી—
'સારી જોઇ લાવો ગોતી
બાઇ કોઇ શાણી.'

સારી ન્હોતી બાઇ શું આ ?
—ન્હોતી સાચે શાણી ?
રૂપેરંગે કંઠે ન્હોતી સહુએ વખાણી ?

પૂછયું એને બી'કે બી'કે—
આવશે મારે ઘેરે શું કે
ભિખારિણી દાસીરૂપે
કરવાને વાસીદાંપાણી ?

એકીટસે સ્તબ્ધ થઇ
આંખોમાં શું જોઇ રહી !
ખડખડાટ હસી ગઇ
ભિખારિણી—હાય રે ગુમાની !

ચિડાયેલો ઘેરે આવ્યો
બારણે જ્યાં આગળો લાગ્યો
કોણે ત્યાં તો ધક્કો માર્યો
બોલ્યું કોઇ : 'એ તો હું ગુજરી
આવી છું રે, ઉઘાડો તો જરી.'
પૂછું કાંઇ એની પ્હેલાં
બારણે ડોકાયાં નેણાં
પ્રિયા કેરાં ભારે ઘેલાં
— હાય મરું ! મરૂં !
અને ગભરી

બોલી ઊઠી ક્રોધ કરી :
'કોને લાવ્યા ? જાણું તો ખરી !'

નમ્ર સ્વરે કહ્યું મેં કે—
'તારે કાજે દાસી છે એ,
સારી જોઇ લાવ્યો છું ને ?'

હાય ! ત્યાં તો  થયો ઉલ્કાપાત
ભીષણ ઉત્પાત !
જોયું મારી  આંખોમાં સાક્ષાત
પ્રિયાએ મારી જોયું કંઇ અગાધ !
તૂટી પડી બારણામાં ધરણીપે અવાક્ !!

૧૯૩૫



## : આંબાને આવ્યો’તો મ્હોર :

આંબાને આવ્યો’તો મ્હોર
હાં રે બ્હેની! આંબાને આવ્યો’તો મ્હોર.

* માઝુમને તીર વીર મામાનો માંડવો
રમતાં’તાં ભાઇબ્હેન પ્હોર.

આંબાની ડાળ એક ડોકંતી આભમાં
હિંચંતો હીંચકે હિલ્લોલ,
હાંરે વીર ઝૂલે—કળાયેલ મોર!

નીચેરી ડાળ બ્હેની બેસી ટહૂકતી
કાલુડા ઘેલુડા બોલ
હાં રે બ્હેની કૂજે—કોયલડી કિલ્લોલ

કૂંળી કૂંપળ દંત કળીઓ શી ફૂટતી
હાસંતી નયનાં ચકોર
હાં રે હસે વાસંતીદેવી કિશોર!

નાજુકડી ડાળ અંગ ઠમકે ઉછાળતી
નર્તંતી નારીનો દોર
હાંરે નાચ નાચે વાસંતી સુગૌર.

* મહીકાંઠા પ્રદેશની એક નદી

મીઠી મંજુલ મૃદુ મંજરીઓ મ્હેકતી
સોનેરી સાળુની કોર
હાં રે ઉડે મધુરાણી કેરો અંચોળ.

વીતી વસંત વીતી વર્ષાની વાદળી
વીતી શિશિર કઠોર
હાંરે બ્હેની-મૂર્છંતી મૃત્યુની છોળ *

આજે અભાગી ભાઇ એકલ અટુલડો
આવ્યો વસંત નઠોર
હાય! ઉગ્યો રાતુડો આંસુડો મ્હોર ! *

૧૯૩૩



* બહેન-ભાઇ વસંત અને વર્ષાનો આનંદ સાથે મ્હાણે છે. પણ ત્યાં તો શિશિર શરૂ થાય છે ને બહેનને ઉઠાવી ચાલ્યો જાય છે. વળી પાછો ૠતુરાજ વંસત તો આવે છે પણ બહેનવિહોણા ભાઇને એ નઠોર લાગે છે. એના એ મહોરની લાલિમામાં તેને લોહિયાળાં આંસુનાં દર્શન થાય છે.

## ભગિની–મિત્ર–સ્વજનને* ...

સદા પ્રજળતી ભડભડ બળતી ચિતાસમી તવ કાયા
વડલા જેવી ઝુકી વિસ્તરી અઢળક શીળી છાયા.

લોક પરાયાં ને પોતીકાં છત્તર આવી ભરાયાં
ભર બપ્પોરી જીવનકેરી લૂ ટાળી વિખરાયાં.
તેં ના પૂછ્યું કદી ય કો'ને—કયાંથી આવ્યાં, કયાંનાં ?
ને ના કો'એ કદી નીરખ્યાં તરસ્યાં મૂળિયાં તારાં.
મહા પ્રખરતમ વહ્નિ ઝાળે રોજબરોજ ભુંજાઇ
આવ્યું તેને આપ્યું તેં તો માગ્યું ના રજ કાંઇ.

અપંગ તન તારું ઓ ભગિની ! અભંગ દિલની નારી !
કેટકેટલાં પગવાળાંની તું રહી દોરવનારી.
સૂતાં સૂતાં જ્ઞાનગંગથી ભરી લીધી તેં ઝારી
સૂતાં સૂતાં ઉલટ ભરી ઉર અદમ્ય ક્રાંતિકારી.
અપંગ દેહે નર્યાં દર્શનની રઢ લાગી ન્યારી
'થાક ચઢયો' કે 'શ્વાસ ભર્યો' રે—વાત નહીં ઉર ધારી.
કાયાનું દુઃખ કાયા જાણે તારે કંઇ ન ખુવારી
આગે આગે બઢી રહી તું સાહસરત મતવારી !

* સ્વ. શાંતાબહેનને........
વર્ષો સુધીનો 'ટીપ–ટી–બી';—પથારીવશ અપંગતા; બાળવિધવા;
શોકયની હયાતી; અક્ષરજ્ઞાન મૂળે સાધારણ.
તેમ છતાં જીવન વિષેની અદ્દભુત સમજ; સમજ અને વર્તનનો
અસામાન્ય મેળ; અણુકલ્પી સામાજિક હિંમત;
જીવવાની પારાવાર હોંશ છતાં મૃત્યુની રજમાત્ર ગભરામણ નહિ.

અપંગ જીવન તારું ભગિની! સભંગતા અતિ કારી :
સુહાગચૂડી શિશુવય પ્હેરી, નંદાઇ. નોંધારી!
નોંધારી તવ જિંદગી કપરી—અકથ્ય શોકયની દિક્ષા
તોય બ્હેન! તેં મૂંગી મૂંગી ઢસડી જીવનરિક્ષા.

તેં સૌ બંધન ક્રંદનવિના દીધાં તોડી; રીત ન્યારી
—નહીં પછાડા, નહીં ધુમાડા: પ્રશાંત ક્રાંતિકારી!
સદા ઉઝરડા સહ્યા હસીને ' આહ ' નહીં ઉચ્ચારી
સૃષ્ટિ જાણે પ્રયોગશાળા—નંદનવનની ક્યારી!
જીવનકેરી કલા કરી તેં હસ્તંગત ઉજિયારી
દુખના હાથી નાથી વટભર સુખની કીધ સવારી.

મૃત્યુ સાથે રમત રમીને કીધી તેં દોસ્તારી
સામે આવી હાથ મિલાવી : અદ્દ્ભુત તારી ખુમારી.
એ ય બિચારું ડઘાઇ જઇને ઊભું હિંમત હારી
ને તેં હસતાં હસતાં ઢોળ્યો અમૃત કળશ શતધારી. *

શાંતમના ઓ તપસી! તારે ચરણ ઝુકાવું ગ્રીવા
અંધારા આ જીવનવનમાં પ્રકટાવ્યા તેં દીવા.
આજે ઉરને આરત જાગી અંતરનાં જલ પીવા
છુપાવી રાખ્યાં દબાવી રાખ્યાં, દે વ્હાવી ઓ બ્હેનાં!
કૃપાર્થી તારા સ્વજન મિત્રને આખરનાં સાંભરણાં.

૮-૧૧-૪૦



* મિત્ર બનાવી દીધેલા મૃત્યુની અવશતા દૂર કરવા ખાતર કેમ જાણે તેં પોતે જ તારે હાથે તારો જીવનરૂપી અમૃતકળશ ઢોળી દીધો!

# કાવ્યપ્રિયાને —

સદાય ઉપવાસી હું, જનમનો પિપાસુ, પ્રિયે !
અખંડ રખડયો ભમ્યો પરમતૃપ્તિ-સંશોધને.

હતાં સુહૃદ, તાત, માત, ભગિની અને બાંધવાં.
હતી રસિકમૂર્તિ જીવનમયી કૃપાળુ પ્રિયા.
ગયાં. પરમ સ્નેહ શાંતિ નવ કોઇ આપી શકયાં.

હતાં સ્વજન તે રહ્યાં વિમુખ છેક માગ્યા વિના;
બધે જ મુખ ખોલવાં, કર પસારવા, યાચવાં ?
સલામ. બસ તો હવે સ્વજન એહવાં શે હવાં ?

ભલે નયન રુક્ષ અષ્ટ પ્રહરો સજાગર્તિમાં
બળે ટગટગે પ્રગાઢ નભનીલ-શૂન્યત્વમાં
વિલીન વળી એ બને વિગત તેજ સ્ફુલ્લિંગશાં.
પરંતુ ક્ષણ ના પુનઃ પ્રણય ઉડુગણે ઊડવાં.

અહો ! તદપિ શે મને ગગનગુંબજે લૈ જઇ
ફરી અગમ ઉડુગણે હૃદય મુગ્ધ આકર્ષવા
બિછાવી દલપદ્મ સૌરભ પ્રસન્ન માંગલ્યનાં,
જગાવી કરુણ સ્વરે પ્રણયગીત ગાંધર્વનાં,
ડૂબ્યાં સ્મરણના પુનઃ શયિત તંતુ છંછેડવા,
ઊંડા હૃદયઘાવને-મરમને ફરી વીંધવા
મથે છ અરુણસ્મિતે ! નયન-સ્નિગ્ધ કાવ્યપ્રિયા ?

કહે, અમર તૃપ્તિ તું દઇ શકીશ માગ્યા વિના ?
અખંડ ઉપવાસનાં દઇ શકીશ તું પારણાં ?

૧૯૩૪



## : કાવ્યપ્રભવ ચખ :

કવિને પ્રશ્ન —

કવિ! આ શું સૃઝ્યું–નિત નિત પ્રિયા ને પ્રિયતમા ?
અલ્યા! તારે કેવો પ્રણય ?
નથી કો નારીનાં નયનશર તીક્ષ્ણે ઉર વિંધ્યાં
નથી કો ગૌરીનાં અધર ગુલ તારે મુખ અડ્યાં.
નથી જે ગંગાનાં તરલ જલમાં ન્હાવણ કર્યાં
નથી જે વાડીનાં મધુર ફલ તેં ચર્વણ કર્યાં
વૃથા તેની ગાવી વિણ અનુભવી દંભકથની!
કવિ! શાને મિથ્યા જગ ફસવવું ઉર્પ્યનથી ?

કવિનો જવાબ —

નથી મેં શું ભાળી નવપરીણિતા મુગ્ધ વધુને
પતિ–સ્પર્શે–છદ્મ ભયપ્રકટિતા સ્પંદિતસ્તને ?
સદા મેં ભાળી, રે અનુભવી કહો, કૈંક રજની
અદૂરે ઊભીને ટમટમકતું કોડિયું બની.
અને પેલો ચંદ્ર પ્રમદ રજની સંગ રમતો
લળીને છૂપીને ધવલ દલ પદ્મ ય ચુમતો
ન શું મેં એ ભાળ્યો? અનુભવ લીધો ના છુપઈને
કુસુમરજ–રૂપે ચુમઈને ?
પ્હણે પેલું સ્નેહી રસ–યુગલ સંધ્યા ઢળી જતાં
ઉદાસી ઉન્માદી સ્થિતિમહીં લવે ઉદ્ગ્રીવ બની;

ઉનાં આંસુ ઢાળે, ઉર લળી લળી સ્પર્શ–સુખનું
પીવે છેલ્લું ટીપું અધિર ચિત રોમાંચિત બની.
નહીં મેં શું એ સૌ દુખ અનુભવ્યું ? માણી બિરથા ?
સદાયે ક્રૌંચોના યુગલબિચ ઊભી તૃણરૂપે
ઝીલ્યાં આંસુ ખારાં અવનત શિરે કંપિત હદે

ગયો જ્યાં જ્યાં ત્યાં, ને નહિ કદી ગયો ત્યાંય ફરની
ગઈ મારી કાવ્ય–પ્રભવ–ચખ ઉત્ક્રાંત નગણી.

ભલા ! કહેશો ના આ પરમ સતને દંભકથની.

૨૮–૯–૩૮



## : વિદાયગીત :

'જાય છે વેળા, જાય છે વેળા—'
જાઓ ભલે તો હોંશે હોંશે.
સંધ્યાનાં આ કિરણ સાથે
જાઓ તમે યે દેશ વિદેશે.
કાલે પાછાં આવજો વ્હેલાં ઉષાવેશે
હૈયું પાછું ઠારજો કોમલ સ્નિગ્ધકેશે.

જાય છે વેળા ? જાય છે વેળા ?
જાઓ ભલે તો હોંશે હોંશે.
સિંધુનાં આ મોજાં સાથે
જાવ તમે યે સિંહલદ્વિપે.
કાલે પાછાં આવજો ભરતી ટાણે
હૈયું હેલે ભરજો ઉદયભાણે.

જાવ છો ચાલ્યાં ? જાવ છો ચાલ્યાં ?
જાઓ ભલે તો હોંશે હોંશે.
વાયુની આ લહરી સાથે
જાવ તમે યે નાના વાટે.
કાલે પાછાં આવજો નૂતનપ્રાણે
હૈયું મહેકાવજો તરલ તાને.

જાવ તમે ચે ? જાવ ભલે સૌ
આંખને અંતરાલે.
જીવનની આ બપોરી વેળા
પામશે બધે કેલકેલા
નૂતન પ્રભાત જાગશે જ્યારે
સંખ્યાકિરણ કયારેક ક્યારે
આભાસથકી આકાશ આખું
ભરશે હોહાકારે--

આવશો કેની થૈને ભેળાં
મારે જીવન આરે ?
* ઉતલ હૃદયદ્વારે ?
આવતાં ને હું આવકારીશ
હૈયું મારું પાથરી દૈશ
જતાંને હું નહીં રોકીશ
નહીં રોકીશ
આંસુની અશુભ ધારે.
હૈયું ભલે રડતું વારે વારે
હૃદય છોને ઝુરતું અંતરાલે.

* મૂળ બંગાળી પ્રયોગ ; ગુજરાતીમાં ઉતારવા જેવો·
અર્થ=અસ્વસ્થ ચંચળ.

જાય છે વેળા ? જાય છે વેળા ?
જાઓ ભલે સૌ હોંશે હોંશે.

સાંજસવારી દીપ પેટાવા
આવજો પાછાં કયારેક કયારે.
જીવનની આ બપોરી વેળા
ધન્ય થશે આભાર–ભારે.

૭-૫-૩૫



## કયારે ?

નાજુકડી છીપ રંગરૂપે રઢિયાળી
દરિયે પડી ઢગ આંસુ ઢાળે;
  સૂરજની સેર હાય ! ઊગી ને આથમી
  મારે પરગટવાં કહોને કયારે ?

સુંવાળી દેહ સરવરિયે શેવાળની
બેઠી બેઠી બોરઆંસુ પાડે :
  વાયુની લ્હેર હાય ! આવીને ઊતરી
  મારે હિલ્લોલવાં કહોને કયારે ?

એકલ અંજાણ કોક જીવનની ઝંખના
ઊંડે ઊંડે ઘેનઘેરું રૂવે :
  વીતી વસંત વીતી વર્ષાની વાદળી
  યૌવનની મંજરી ફોરે કયારે ?

૧૨-૧૧-૩૪



# : વાંછના :

ચહું જલધિ ભવ્યનું ઉરઉછાળ મસ્તી ભર્યું
પદેપદ પ્રસન્ન—અંગ દિલખૂશ મોજું થવા.
ફળે ન મનીષા; અને
સુતપ્તતલ શુષ્ક કિલન્ન જલહીન ખાબોચિયું
થવું ય પડશે કદી! તદપિ ના મને કૈં તમા.
બની જલધિ ભવ્ય, શાંત મિત જીવવું સહ્ય ના.

ચહું અમિત વિશ્વને અતલ આભ આખું ભરી
વિશાળ ઉર પાથરી, પર દબૂડી પોઢાડવા.
ફળે ન પ્રતિવાંછના;
કદીક પરમાણું થૈ અટુલ લેટવું એકલું
પડે; ન પરવા મને પદતળે પડી લોપતાં.
વિરાટ થઇ જીવવું ફકત સ્વાર્થનું સહ્ય ના.

ચહું અમર જીવવું મદ યૌવનોન્માદમાં.
છતાં જીરણ દેહને
કદી મરણ આવશે; ફિકર ના, મને રંજ ના.
પરંતુ રસરંગહીણ ભયપૂર્ણ ઔદાસ્યમાં
અતેજ બની જીવવું અમરતું મને સહ્ય ના.

થયો મનુજ, તો મને મનુજસિધ્ધિની વાંછના.

૧૨-૧૧-૩૭



## : ન વાંછજો કદી :

અમાંસની અંતર વેદનાને
ઉકેલવા કો કરજો ન હામ
કુમારીની નિષ્ફલ કામનાને
ઉખેળવા કોઇ ન વાંછજો કદી.

ઊંડે ભરી અગ્નિશિખા સમી વ્યથા
ભભૂકતી સ્પંદતી સ્પર્શ માત્રથી.
હૈયે ડુબી નિષ્ફલ પ્રેમગાથા
દાબી રહે, ડૂબી રહે ભલે ઊંડે.

હૈયાં તણાં દુઃખ વિદારવાની
ના શકિત છે માનવની દયાની,
સદ્‌ભાવના કે શુભવાસનાની.

વિશ્વે ભર્યાં કૈંક બૃહદ્ દયાઝરા
ને તો ય દુઃખી જ રહી વસુંધરા.
હૈયાંતણાં ક્રંદનને ઉખેળવા
ન વાંછજો—કોઇ ન વાંછજો કદી.

૧૭-૬-૩૮



## : સ્મરજો સદા :

મનુજની ગત ત્રૂટિ ક્ષતિ અને
પતન ડંખ પ્રમાદની વેદના,
નયનનીર ભૂંડી અસૂયા ઘૃણા
ફરી કદી સ્મરશો—સ્મરશો નહિ.

ગત દુખો, ગત જીવનવેદના
ભૂલી જજો જ, 'સલામ' કહી જજો.

ફકત જે દિન પ્રેમની તારિકા
ઉગી અને સ્મિત ચાર દગે કર્યાં.
સકળ સંકટ દુઃખ અને ભયો–
પ્રતિ સચેત બની ઉભયે ઝુઝયાં,
બસ ફરી ફરી એ દિન, એ ક્ષણ
જીવનની સ્મરજો—સ્મરજો સદા.

૧૭–૬–૩૮



એક રશિયન શાયરી ઉપરથી

## : આત્મદીપો ભવ :

તું તારા દિલનો દીવો થાને,
ઓ રે, ઓ રે, ઓ ભાયા !–તું તારા.

રખે કદી તું ઊછીનાં લેતો
પારકાં તેજ ને છાયા
એ રે ઊછીનાં ખૂટી જશે, ને
ઊડી જશે પડછાયા–તું તારા.

કોડિયું તારું કાચી માટીનું,
તેલ દિવેટ છુપાયાં,
નાનીશી સળી અડી ન અડી
પરગટશે રંગમાયા–તું તારા.

આભના સૂરજ ચંદ્ર ને તારા.
મોટા મોટા તેજ–રાયા;
આતમનો તારો દીવો પેટાવા
તું વિણ સર્વ પરાયા–તું તારા.

૧૯૩૪



## ધન્ય....

ધન્ય એ જીવ ! શીદને ઝુરે ?
તું તો અજરામર થઇ ફરે—
ભારતમાતું મંદિર મોંઘું
વેઠ કરી સહુ ચણે,
તું તો પોતિકું જીવતર ધરે;
ધન્ય તું સર્વ ત્યજે ગરવે
—ભલે તુજ નામનિશાં ન રહે.

મેડી ગોખ ઝરૂખા કાજે
ઉછીનાં એકઠાં કરે
ઉછીનાં રત્ન એકઠાં કરે,
તું નિજ જીવન-કંકર ધરે
—ભલે તુજ કિંમત કો ન કરે.

ઊંચી અગાસી સિંહાસનપે
વિરાજવા સહુ ચહે
તું પાયાનો પત્થર બને;
—ભલે તુજ અંગ બધા ચગદે
ભલે તુજ વ્યથા ન કોઇ સુણે.

માને નામે આપ-કીરતી
ચહુ દિશ ગાતા ફરે,
તું મૂક સંગીત-સ્વરે
માતની યજ્ઞવેદીપે મરે
—ભલે તુજ નામ ન કોઇ સ્મરે.

વિરલ વીર કો માતભક્તિમાં
જીવનધન પરહરે
તું બિન્દુ બિન્દુએ મરે;
ધન્ય તું અમર-મૃત્યુને વરે.

૧૨-૨-૩૪



## : દીપોત્સવી :

સહસ્રશગ દીપકે
સુરેખપદ સ્વસ્તિકે
અમૂલ્ય હિરલા અને રતન ભૂષણે
ગુલાબ, મધુ કેવડે, વિવિધ રંગ રંગોળીએ
મલિન મુખ શ્યામળું કુબડી કાય ઊજાળીને
સજી, બની ઠની
ભયંકર અમાંસરાત્રિ સુચિભેદ્ય આશ્વિનની
ભમાવી જગ ધૂમળે
ડુબાવી વમળે ઊંડે
સુદૂર અતિગૂઢ મૃત્યુમુખ હાય ! ખેંચી જતી.
પડેલા ભૂલાવે
જનોને ઝૂલાવે
મહા મધુર ઘેનમાં બિરદશુભ્ર દીપાવલી.

વિરાટ મનુજીવને વહી ગઈ ઘણીયે સદી;
સદા જનમ ગોત્રપે જીવનશુદ્ધિ પંકાયલી,
અને નગદ દોલતે કિરતી કેરી તુલના થઈ
જહીં–સ્થગિત આત્મ ને હૃદયજ્યોત ઝાંખી પડી,
ઘમંડ ચતુરાઈ ને શરમહીણ શૃંગારની

બિભત્સ પ્રતિમા ઘડી, અતિભયંકરી નાગિની-
સમી પ્રલયવાહિની
સુઅચ્છ ભપકા ભરી સુભગ સ્વાંગ અંગે ધરી
ઘૂમે જગ ભમાવતી નયન અંજને આંજતી
—અનલ ઉગ્ર સ્વાર્થપ્રતિ;
(પ્રચંડ નરમેધમાં જગ સમસ્તની આહુતિ!)
પડેલા ભૂલાવે
જનોને ઝુલાવે
મહા મધુર ઘેનમાં બિરદ શુભ્ર આ સંસ્કૃતિ!

કુડી કપટજાળ આ દ્વયસહસ્ર વર્ષોતણી
થઇ પ્રકટ, ભાર ભૂમિ કયમ રીત સ્હેશે હવાં?
* વિરાટ! ભૂતનો ઉતાર જ્યમ હોય મરચાં ધૂણું
વિના લગીર યે દયા, ધખધખાવ એવી ધૂણી
ઝળે રગત લા'ય, અંગ કૃશ થાય, સંવેદના
વધે; શિર અનેકનાં જ્યમ ફટાક ફટ ફટ ફૂટે
ફૂટે તેહવાં.
અરે સૃજનહાર તું; કરીશ આમ સંહારશે?
થશે તવ કૃપાળુ હસ્ત થકી ક્રૂર આઘાત કે?

વિરાટ ! તવ હસ્તપે,
પ્રફૂલ્લદલ પદ્મપે,
તુષારજલ બિન્દુડે જગત બાપડું પોઢિયું;
અનંત તલ અબ્ધિમાં.
કૃપાળુ કરસ્પર્શથી
અખંડ ઉરસ્નેહથી
હસંત જનની ઝુલંત શિશુ પારણે નીંદરે
ઉઠાડી જ્યમ ગોદ લે—કહીં ન ભય સ્વપ્નાં ઉડી-
ઢબૂડી નવ વસ્ત્ર, અંજન નવે નવે સોહવે;
તું યે તેવી રીતે
દ્રવન્તી દૃષ્ટિએ
ભયંકર અમાસરાત્રિ સૂચિભેદ્ય આશ્વિનની
ઉજાળ, નવનૂતના શુભ પ્રભાત શુકલાર્ઘમાં.
જુનાં વસન ભૂષણો, છિછરી સર્વ કૃત્રિમતા
તજી ક્ષણિક સ્વાર્થ ક્ષુદ્, ભયની ભરી વાસના,
વિરાટ વર ભોમમાં રમવું સર્વદા ત્યાં મુદા;
પ્રદીપ ક્ષણભંગુરા નહિ પછે વૃથા બાળવા
—લસે પ્રકૃતિ સુપ્રભા વિશદ સત્ય ને સુંદરા.

૧૯૩૪

(દીપોત્સવી ૧૯૯૦)



## : આવાહન :

ઓરે ઓરે પ્રાણ !
ઓ રે મારા પ્રાણ !

ગાને એવું ગાન...ગાને એવું ગાન
બસુરા મારા બીનમાંહેથી જાગી ઉઠે આહ્વાન
અહો ! નવે સ્વર નવે તાન.

ઓરે ઓરે પ્રાણ !

ઓ રે મારા પ્રાણ !
ગાને એવું ગાન...

જાગી ઉઠે સૌ મારા જેવાં દુખિયાં ભુખિયાં બાન
જાણે—ઊગે પુરવમાં ભાણ !

ઓરે ઓરે પ્રાણ !

ઓ રે મારા પ્રાણ !
ગાને એવું ગાન...

ધખધખતી ધરતી માથે ધીંગું ઊઠે તોફાન
જાણે—ભસ્મ બને શયતાન !

ઓરે ઓરે પ્રાણ !

ઓ રે મારા પ્રાણ !

ગાને એવું ગાન...

ભય ભરેલા ભુતાવળથી અભયનું આહ્વાન

જાણે—ગાજી ઊઠે આસ્માન !

ઓરે ઓરે પ્રાણ !

ઓ રે મારા પ્રાણ !

ગાને એવું ગાન...

ગુલામી કેરી નિંદર ઘેરી ભોમતણાં સંતાન

જાણે—જાગી ઊઠે મહા પ્રાણ !

૧૧-૧૦-૪૧



## : લલકારી નાખું :

ઓ અંધ, મૂક !
ઓ જન્મથકી બધીર !
આ વિશ્વનાં વિવિધ દૃશ્ય સુહાગ વાણી—
કેરા વિલાસ અથવા સુરની સુરાલી
તારે નહીં જીવનમાં કદી યે, અભાગા !
તું માનવી— પણ ન માનવનાં બધાં આ
હક્કો સુખો રસભર્યાં ઉપભોગ તારે !
કે—તું હશે નિરખતો વદતો નકી, ને
ધૈર્યું ગભીર સુણતો ? જડ ઇંદ્રિયોની
પેલે કિનાર થડકી રહી નાડીઓમાં
વ્હેતું હશે રગત આ સુર દૃશ્ય વાણી
લેઇ નકી ?

ને—આપડા જીવનનાં સહુ વેગ ઊર્મિ
ખાતાં હશે શિર કુટી પછડાટ પેલી
પાષાણશી જડની ઇંદ્રિયની દિવાલે ?
—પ્રત્યેકું બિન્દુ અણુએ અણુ ચેતનાનું
પાછું ફરી ફરી હશે ઉલટયું, અને રે
પાછું હશે શમી ગયું કૈં કેટલી ધા ?

ને તોય આજ ફરીથી પછડાટવાનું
ચાલુ હશે? જીવનની નિજની કલા એ?

રે અંધ! મૂક! જનમે તું બન્યો બધીર.
કિન્તુ ક્ષણોક્ષણ હશે ચિત અંતરાલે
સંવેદનો અનુભવી હસતું—ધબકતું
વાચા વિના. દગ વિના ય નકીજ ભાઇ!

હું સુણતો નિરખતો, વદતો છતાં યે
શાને હજી અનુભવી ન શકું કશી યે
સંવેદના જીવનને રહી ઘેરી તોયે?
—જાણે મૂંગો બધિર ને મુજ પ્રાણ અંધ!

આંખો જુએ, કરણ સાંભળવું કરે, ને
આ બોલકી રસળતી રસના સદાયે
બોલે, છતાં અનુભવું નહિ કાંઇ શેણે?

સામે ઘડી ઘડી થતી ગડભાંજને આ
આંખો જુવે નહિ, શકે સુણી કાન ના, ને
જીહ્વા તણી ગતિ નહીં રહી બોલવાની!

રે મૂક હું બધિર હું અતિ ઘોર અંધ.
સામે સદા લખસહસ્ર ફુટે ફટાકા

રોજે, છતાં અનુભવું ન સ્વણું રજેક.
—રે વ્યક્ત તો કરી શકું જ પછે કહીંથી ?

આ આભલે અગણ વાયરલેસકેરા
થંભો સહસ્ર લખજોજન અંતરોના
સ્વરો ઝીલી હૃદય કંપ ભરંત ઊભી
વાણી મહીં ત્વરિત વ્યકત કરંત સંધું.

હું યે યદિ જીવનને જકડી રહ્યા સૌ
આવર્તનો ઘસડી ફેંકી દઈ ઊભો થૌં
ને આસપાસ ઊઠતા રવ આર્ત ઘેર્યા
ઝીલી હયે
પોતાતણા કરી લઈ લલકારી નાખું !

૨૪-૭-૪૦



## : અધૂરા મનોરથ :

અયિ ગિરા ! દેવી સરસ્વતી ઓ !
સંસારીની ઓ દિલઓજહારિણી !
તું સાંપડી માનવ બાપડાને
અવ્યકતની ભૂલભુલામણીમાં;
આ ભવ્ય ને ગૂઢ અનંત સૃષ્ટિમાં
સંસારીને તેં જ દીધો દિલાસો.

સંસારીને તેં જ દીધો દિલાસો !
રે કિન્તુ તારોય કશોજ આશરો ?
આ ભવ્ય ને ગૂઢ અનંતતાની
કણી કણી સૌ પલટાઇ ચાલી
ક્ષણે ક્ષણે; "આ રહ્યું" તું કહે ત્યાં
"નથી" બને ! "હા" નિજને નકારે
"અસ્તિત્વ" "નાસ્તિત્વ" મહીંજ સત્વર
પલટી જતું...ને...
વક્તવ્ય તારું અધુરું રહી જતું ! *

* વિરોધ-વિકાસના પરિવર્તનના નિયમ મુજબ કોઇ પણ વસ્તુ એક ક્ષણ પણ 'છે' એવી હોતી નથી. દરેક વસ્તુ સદા ગતિમાં રહે છે, 'હોવાપણું' એજ એનું લક્ષણ છે. 'હા' ને 'ના' બંને એક સાથે જ સંકળાયેલાં છે. પ્રત્યેક 'હા' પ્રત્યેક 'અસ્તિત્વ' પ્રત્યેક 'છે' પ્રત્યેક ક્ષણે પોતાનો જ નકાર કરી રહ્યાં હોય છે. કોઇ પણ વાણી, કોઇ પણ ભાષા આ પલપલ પલટાતી સૃષ્ટિને વ્યકત નથી કરી શકતી. વ્યકત થતાં થતામાં તો તે પલટાઈ ગઇ હોય છે; વાણી–ભાષા વામણાં બની ઊભાં રહે છે.

સંસારીનાં જ્ઞાન વિચાર ભાવો
હૈયે સ્ફુરતી સંભૃત ભાવનાઓ
રે, પ્રેમ ને પુણ્યની કામનાઓ
ક્ષણે ક્ષણે સૌ પલટાય !

દોડયો જતો જીવનનો મહારથ
ક્ષણે ય થંભે ન, અનંત પંથ !
એ ચક્રની વિદ્યુત શી ગતિને
એ વિશ્વની શાશ્વતી સંસૃતિને
થંભાવવા વાંછતી શબ્દ-ચાપડે
તારા ટુંકા અક્ષરના પગોવડે
—સંસારની લાડિલી ઓ મૃણાલિની !
મથી મથી વ્યક્ત કરે જરી ત્યાં
વ્યક્તવ્ય પોતેજ ઉડી ઉડી દુરે
સંક્રાન્તિના ભવ્ય વિશાળ ફલકે
ધરે નવો દેહ, નવીન રંગ !

ભોંઠી પડે તારી બધી કલાઓ
ભોંઠી પડે અક્ષર-સાધનાઓ
—મિતાક્ષરીના અધુરા મનોરથો

૮-૯-૪૧



ભઠ્ઠી મહીં આગ રહી ભભૂકી
ધરા તલે સુપ્ત ઉઠયો છ લાવા
ઉત્ક્રાંતિનાં રંધ્ર બધાં રૂંધાયાં
ક્રાંતિતણું દ્વાર રહ્યું ઉઘાડવું



# : ઊનયન ઘડયાં :

## : ૧ :

હતાં નયન બંધ અંધ, નહિ તેજઅંધારની
કશી ખબર યે હતી. સુભગ ને કુડા રંગનો
તફાવત હતો નહીં. સકલ દ્વાર ભીડયાં ભીંસી
પ્રમાદમય જીવને ફકત હું હતો જીવતો.

પ્રિયાનયનકીકીમાં જગત આખું સંકેલીને
પ્રિયા પ્રમદચક્ષુમાં જગ સમસ્ત ઝંકોળીને
સદાય દિલ-લ્હેજતે રમત મોજ આનંદમાં
ભીંજાવી ઉર, મસ્ત આપમનમાં બની લ્હેરતો.
કદી નહિ ધરાપટે નયન ફેરવી હીંડતો.

હતી ફિકર ના રજે. જીવનમાં હશે ઊણું કૈં
ન કલ્પ્યું કહિયે હતું. જરૂર ના હતી કલ્પવા.
હતું જીવન આખું સંકુલ સુંવાળું સોણાસમું
વિશાળ જગજંત્રણે અવરની ન્હતી કૈં ખબર.

## : ૨ :

તહીં-નયન ઊઘડયાં: જનની-ગોદ-દોલે ઝુલ્યાં
સુડોળ કર, ગૌર ગ્રીવ, રસના મીઠી મોહના.
કુંળા જીવનની સુવાસ પમરી ગૃહે-પ્રાંગણે.
કુંળા નયનની મિઠાશ પમરી અમારે દિલે.
કુંળું જીવન એ બન્યું અમ વહાલનું કેન્દ્ર જ.

અમે વરવહુ મટી જનની-તાતના આસને
ચઢયાં ગરવભેર ધન્યચિત પૂર્ણ વાત્સલ્યથી.
કલા લલિત-ચિત્ર કાવ્ય-રસ રમ્ય સંગીત ને
નવા જીવનના કુંળા સુઘડ સૌમ્ય સંસ્કારમાં
અપાર મમતા ભરી તનયને ઉછેર્યો અમે.

ટુંકા જીવનનું ટુંકું ઝરણુ આપમેળે પછી
સુવિસ્તૃત થયું અને થયું કુટુંબ વસુધા સમું.
થઇ પમરતી સુવાસ ગૃહથી બધે વિશ્વમાં.

ભરેલ ઘનરાત્રિમાં પ્રકટ થૈ પ્રભા ઇન્દુની.

:૩:

ખરે નયન ઊઘડયાં, પરમ ભાગ્ય મારાં ખુલ્યાં.
કહો કહીં જઇ કહું જીવનનો મહાનંદ એ ?
કુટુંબ વસુધા બન્યું—જગત આખું હાસ્યે ભર્યું;
ચહ્યું સુખ તમામનું, જીવ અજીવનું સર્વનું.
તટસ્થ ભરી ભાવ સ્વાર્થભર વિશ્વઝંઝાટમાં
મથ્યો સતત જીવવા જીવન શુધ્ધ સંસ્કારનું !

બધા કૃપણ પક્ષથી પર રહી વરમ પામવા
ઉદાર ફિલસૂફીમાં જીવનને વણી હું રહ્યો.
બધે જ જન આપણાં, પરમ વિશ્વબંધુત્વના
કણોજ પથરાયલા, અવર ભેદ જાણ્યો નહીં.

વદો : ' જગતમાં ઘણુંક ઘણું મિષ્ટ માધુર્ય છે.
રહો ! કુદરતે ભર્યો વિપુલ ઓઘ સૌંદર્યનો ;
ગ્રહી કલમ ને અમૂર્ત જગને કર્યું મૂર્ત મેં.

થઇ પરમ તૃપ્તિ કે--સતતણું થયું દર્શન !

: ૪ :

અરે ! ચખ ન ઊઘડયાં ; સત દીઠું હજી કયાં દગે ?
ન કાવ્ય, નહિ ચિત્ર કે ન ફિલસૂફીમાં ચે થયું
રહસ્ય જગ–જીવનું પ્રગટ આ દગોને હજી !
હશે સત છુપ્યું ઉંડે ધબકતું ધરાગર્ભમાં ?

રહ્યો મુરખ હું હજીલગ સદાય ઉદભ્રાન્તિમાં;
રહ્યો મલપતો સદા મુજ ' વિશુધ્ધ સંસ્કાર' માં.
હયું ધબકતું હશે વ્યથિતનું કદી કયાંક ચે
ન કલ્પ્યું કદિયે. પણે જગતને ખુણે ખાંચરે
કરી નજર મે નહીં વ્યથિતસૃષ્ટિને પેખવા.

અને દિલબળેલ હું દઢપ્રતિજ્ઞ થૈને વદ્યો :
' બની અભય જીવને જખમ જોખમો ખેડતો
ઘુમીશ ધરણીતલે પરમ સત્ય સંશોધતો.
ભલે ધનિકને ગૃહે જનમ આ થયો ; છો થયો ;

—જીવી પણ શકું હું. જો અધનિકોતણા સાથમાં !!

: ૫ :

ન ચક્ષુ ઉઘડયાં અરે! જીવનની કસોટી હજી
નહીં થઇ પુરી; કચાશ મનની, અરે કાયની!
હજી શિથિલતા મનોમનમહીં, અને જીવને
હજી લપલપાટ, સુક્ષ્મ રસ કૈંક છૂપેલ છે!

ગરીબ જનને ભલે વસન અન્ન કે દોકડા
દઉં નિત; સ્થળે સ્થળે રચવું જ્ઞાન-ઋગણાલયો.
ભલે ગરીબને ઘરે જઇ કદીક આરોગું, કે
નિવાસ કરું રાત કોક. પણ, જીવ! એથી કશું?
ભર્યાં મુજ કને જહીંલગ ઢગો, મહેલો ઊંચા,
કથા ધરમની—કહો જગતની ન એ મશ્કરી?

બધું જ તજવું હવે—સુખ, સુખાર્થનાં સાધનો.
રહું ગરીબ સંગમાં ફકિર થૈ તજી દઇ ફિકર.
સૂવુંય ફુટપાથપે વ્યથિત વિશ્વસંગાથમાં.

મને ગરીબને ગૃહે જનમવા થઇ એષણા.

: ૬ :

હજી ન કયમ ઊઘડ્યાં નયન ? સત્ય લાધ્યું નહિ !
અરે ! ધન ત્યજયું, ત્યજયું ઘર, કુટુંબ સંધું ત્યજ્યું
સુખી વિભવ પાછલો નહિ સ્મર્યો કદીયે રજ.
છતાંય કકળાટ ના ઉરમહીં શમ્યો—રે વધ્યો !

ભરું ડગલું જેમ જેમ દલિતો ગરીબો પ્રતિ
મને નવનવું જડ સત, ખરે મુંઝાઇ મરું.
ઉચાટભર બાપડા સરળ માહરા પ્રાણને
સુઝે નવ દિશા, રડે વિગત જંપ, રે તરફડે.
બધું જ કર્યું કારવ્યું અફળ ? માર્ગ આખો વૃથા ?
ગરીબ જનતા હિતે જીવન કીધું જે અર્પણ,
ઉદાત્ત–શુભભાવનામય કરેલ સંકલ્પ એ ?
ખરે, અફળ થાય શું કરમ કોટિ કલ્યાણકૃત ?

અને વિવશ ચિત્ત બાપડું નિરાશમય થૈ પુછે:
'શુભાશુભ હશે વૃથા જગતકેરી કર્મણ્યતા ? *

* જગતની શુભાશુભ કર્મણ્યતા શું વૃથા હશે

: ૭ :

અને હ્રદય ન્હાવરે મથન માણ્યું મ્હેરામણે
અનેક વરસો લગી; ધમપછાડ ખારાં જલે
ઊંડે ફરી ફરી કરી બહુય. જીવ ! ક્યારે હવે
થશે સફળ સૌ, અને સુભગ ધન્યતા લાધશે ?

સુવર્ણમય પાત્રથી અનૃત સત્યને ઢાંકતું ?

શકે પણ છુપી કરી જીવનની દીવાદાંડી જે
ક્ષણેક્ષણ ઉજાળતી પથ ભુલેલ સંસારીનો ?

નહીં. ભ્રમિત માહરાં નયન આસમાની જલે
ડુબેલ, નહિ વસ્તુની ગ્રહણ વાસ્તવિકતા કરે.
જુવે ફકત રંગ એ. ધવલ કૃષ્ણ કે રાતુડો
શકે ન પરખી; નહીં તિમિર તેજનું પારખું !
વૃથા ભટકતાં રહ્યાં ભ્રમિત કલ્પના વ્યોમમાં.

બધે જીવન આવરી સત રહ્યું અહીં વિસ્તરી.
પરંતુ, અહ ! પેખવું ભ્રમિત ચક્ષુનું નિષ્ફલ.

: ૮ :

અહો ! નયન ઊઘડ્યાં. સુભગ ને કુડા રંગની,
અને તિમિર–તેજની પરખ આંખ પેખે હવે.
ઉઆસ પસર્યો--મુલાયમ  સુસ્વપ્ન ઊડી ગયું,
–ગઇ જીવનની  સુંવાળી મનમુગ્ધતા, મૂઢતા.
ખિલ્યું જગત આખું આજ લગ ઉગ્ર અથડાટમાં.

–સશકત સમુહો  સદા કચડતા રહ્યા દીનને;
અને દલિત દીનની ગરદને ચઢી પંગુઓ
મહાબિરુદ–સંસ્કૃતિતણી ઉટાંગ બાંગો ફુંકે.
–નિહાળ્યું નિત, તોય ના પરખ્યું'તું  મહા સત્ય એ !

અહીં ધન ધરા અને ધનવિકાસનાં સાધનો
લઇ નિજ કરે ધનાઢય. ગરજુ ભુખ્યા જીવને
ચુસે સતત. રે ! મરે જગતના મૂલાધારકો.

હતા ન પરખ્યા,  ખરે, વિવિધ વર્ગરંગોભર્યાં
સમાજમહિં વ્યાપ્ત ભિન્નહિત નિત્ય સંઘર્ષણે.

: ૯ :

ન્હતાં નયન ઊઘડ્યાં, સમજ થર્ષણોની ન્હતી ;
ન્હતી પરખ દૃષ્ટિ, કેવલ વિશુદ્ધ સંકલ્પથી
અને મહદ ત્યાગથી, હૃદયની દયા માત્રથી
હતી શમવવા ચહી જગતની બધી જંત્રણા.

હતો શુભ પ્રયત્ન એ વિશદ, કિન્તુ વૈયક્તિક;
અને નિરખવું બધું વગર રંગનું ફોગટ.

ન સત્ય, પરખે ન જે વિશદ વસ્તુનું વાસ્તવ. *

સપ્ટેમ્બર ૧૯૩૯



* જે સત્ય વસ્તુના યથાર્થ વાસ્તવનો એકરાર કરતું નથી તે સત્ય જ નથી.

## : રશિયા :

પોઢી'તી સૃષ્ટિ જ્યારે સભર નિંદરમાં છાતી સાથે બઝાઈ
મોટા મોટા પહાડો, સરવર નદ ને જંગલો ગાઢ ઝાડી
ભોળાં નાનાં પશુઓ, અણુ અણુ સરખાં જીવ ને જંતુ સર્વે
ત્યારે કોણે જગાડી શિશુરત જનની આંખડી આમ ગર્વે ?
તો યે સ્હેજે ન કંપે સ્મિતભર નયને આવકારે અનન્ય
માડી ગોદે ઝુલાવે અધિક જતનથી બોલતી : 'ધન્ય ધન્ય
જન્મ્યો મારે ઉછંગે, મુજ હૃદયતણી વાંછનાઓ પૂરાવા :
સૈકાંઓની ભુખીના, વિકલ નયનના સર્વ તું પૂર લ્હાવા.'

ને એ નાના મનુષ્યે વન વન ભટકી ક્રૂર ને હિંસ્ર પ્રાણી-
સામે દ્વંદ્વે ઝુઝીને, કુદરતરિપુની સાથ બાથે પડીને
કારી સંગ્રામમાંથી નિજ જીવતરને જેમ તેમ ટકાવ્યું.
–રે કૈં હજ્જાર વર્ષો જીવન ટકવવામાં જ ગાળ્યાં–ગુમાવ્યાં !!

કિન્તુ એનાથી ત્રાસી ઝબકી ઉઠીજઇ એક શુભ્ર પ્રભાતે
એનાં એ માનવીએ રિપુદળ દળીને—પથ્થરો કાળમીંઢ
તોડી, ફોડી કરાડો, ગિરિકુહર અને ઉચ્ચ ઉત્તુંગ શૃંગ,
લુખ્ખા સુક્કા રણેયે ભરભર જલના ધોધના ધોધ વ્હાવ્યા
પૃથ્વીનું પેટ તોડી ઢગઢગ ભરીને ધાન્યના ગંજ ખડકયા.

હાથે હાથે હથોડે કરવતથકી સૌ ટીપતાં, કાપતાં ત્યાં
જંગી યંત્રો જમાવ્યાં, અરધ ક્ષણમહીં વર્ષનાં દીધ ભાથાં;
વિદ્યુત્ વાયુ જળોના, વિવિધ પ્રકૃતિના નાથ સુધ્ધાં ય નાથ્યા;
વર્ષા ઠંડી ઉનાળો ત્રિવિધ ઋતુ તણા ભેદ સર્વે ઉથામ્યા.

આશ્ચર્યે મુગ્ધ સૃષ્ટિ પુલકિત વદને, દુઃખ દારિદ્ર્યત્રાતા
આવ્યો માની હુલાસે, દિશ દશ ગજવે ભવ્ય આનંદ ગાથા—
'દુઃખીનો દેવ આવ્યો! અબુધ ગરજુનો 'પ્રાણ' 'માલેક' આવ્યો!
—યંત્રે યંત્રે હજારો ક્ષુધિત જનતણો ભવ્ય મેળો જમાવ્યો.'

ખંડે ખંડે ખુણે યે પળ પળ બઢતાં દુઃખ દુર્ભિક્ષ રોગ!
મ્હોલાતો ધાન્ય વસ્ત્રો સભરભર છતાં નિત્ય આક્રંદ શોક!
ભૂખ્યાં નાગાં શરીરે અવિરત ઉભીને રાત દા'ડો મજૂરી
કીધી તો યે ન ખાવા! ધરમ પ્રભુ અને આતમા વેચતાં યે
મૂઠી ખાવા ન રે'વા! નિત નિત સડવાં મોત માથે! સદાયે
'દુઃખીના દેવ' કેરી ચરણ રજમહીં પેટ સાટે ગુલામી.

ત્રાસી ઊઠી કૃપાળુ સહૃદય જનની આંખડી આંસુવાળી
પોતાના લાડકાનું–પ્રિયતમ શિશુનું–ધૂર્ત ધિંગાણું ભાળી;
સૌનાં કલ્યાણ અર્થે અવિરત મથતી માડી ઝંખે કિનારો
ઝંઝાવાતો વટાવી દુરિત કળણથી કોક ઉધ્ધારનારો.

ને ત્યાં કોણે ઉછાળી બદનપર ઢળી કેશવાળી સુંવાળી?
કોણે અંગારવંતી, જગતપલટતી દૃષ્ટિ ફેંકી પ્રતાપી?
જોયું ન્હોતું જગે જે, અનુભવ ઇતિહાસે લખ્યું ના હજીયે,
ઊગ્યું ન્હોતું કદી યે વિકસિત હ્રદયે આર્ષદૃષ્ટા કવિને
એવું કોણે ઉચાર્યું અભિનવ સ્વરૂપે સત્ય ઉદ્દામ ક્રાંત?

'જેવાં જેવાં જમાને વિવિધ વિકસતાં સાધનો અર્થ કેરાં
તેવાં તેવાં ઘડાતાં મનુજધરમ ને સંસ્કૃતિ નીતિ સૂત્રો;
જેવાં જેવાં બળોનો-બહિર પ્રકૃતિનો-થાય આઘાત, સામે
પ્રત્યાઘાતે ય તેવી રીત; ન કંઇ બને અંતરેચ્છાથી માત્ર.
સૃષ્ટિના આદિથી જે ધરતિ-ધન-ધણી સ્વલ્પ સ્વાર્થાંધ સંઘે
ઉત્પત્તિ-સાધનોને નિજવશ લઇને, માનવી માનવીના
સંબંધો ગૂંગળાવ્યા; ભસમ કરી જશે સંસ્કૃતિને હવે એ.'

ને એ સૂત્રો સજી લૈ *પરજ-વરગના ભેદ સર્વે ઉથામી
વ્યકિત-વ્યકિતતણી મિલ્કત, નિજ-પરની માલિકીને હરામી
ન્યાયી હકકો બધાના, સુખહિત સરખાં, શુધ્ધ સ્વાતંત્ર્ય સ્થાપી
જૂના જૂના ચીલેથી જગત જતું હતું ત્યાંથી એકે સપાટે
ટીપી ભારે હથોડે, નવલ જગતનાં રૂપ ને ઘાટ દેને
કોણે આ વિશ્વને બસ્ અમર કરી દીધું સર્જને ભવ્ય નવ્યે?

કોણે? રૂસે પ્રતાપી, ભગીરથ જતને, ક્રાંતદર્શી દગોથી
ઝંઝાવાતો ઉથામી, સમય સમયના વજ્ર-પાશો ય કાપી.

૧૫-૧૦-૩૪



* કાળી-ઊજળી વગેરે પરજ: અસ્પૃશ્ય મધ્યમ ઉચ્ચ એ વર્ગ.

## : રોમાન્સ :

પૃથ્વીને પાટલે જન્મ્યો 'પ્રકૃતિતનુ' માનવી
સ્વયંભૂ મુકત આત્મા શો નિરાંતે વિહરે, રમે
પહાડોની કતારોમાં, જંગલે ઝાડીએ અને
હિંસાળાં પ્રાણીઓ ભેળો; નદી નાળે સમંદરે
નાનકી હોડલી લેઇ ટે'લવા નીસરી પડે
તુફાની તારલી રાતે.
અહો ! રોમાન્સથી ભરી
જિંદગીની મજા લૂંટી 'પ્રકૃતિમય' માનવે.

ઊછર્યો પૃથ્વીની પાટે 'સંસ્કૃતિતનુ' માનવી
દીવા—ઇલેકિટ્રક-ફેન રેડિયો ફોન રેલવે,
તાર મોટર સીનેમા એરોપ્લેઇન સ્ટીમર—
અસંખ્ય સાધનો સંગે પ્રકૃતિને ભૂલી જઇ,
ઉપેક્ષી ચેતના શકિત પૂજે આત્માહિણું જગ !
અહો ! જ્યાં આતમા રૂંધ્યો થયું જીવન યાંત્રિક !
જિંદગીની મજા કયાં ? રે, રેખા રોમાન્સની કહીં ?

એ મીઠડી સૌ કવિ–કલ્પનાને
ભૂંસી જવાનું ઇતિહાસને શિરે
ને કાવ્યની ભ્રામક ભાવનાને
છે ભાંગવાનું ય રહ્યું જ એણે.

૧ પહેલી બે કંડિકામાં કવિઓની પ્રચલિત માન્યતા રજુ કરી છે. 'પ્રકૃતિતનુ'= પ્રાગૈતિહાસિક કાળનો કેવળ કુદરતમય જીવન જીવતો આદ્ય માનવી. 'સંસ્કૃતિતનુ'= ઔદ્યોગિક ક્રાંતિ પછીની સંસ્કૃતિમાં ઉછરતો માનવી.

પૃથ્વીને પાટલે જન્મ્યો 'પ્રકૃતિતનુ' માનવી
પેટનો પૂરવા ખાડો રાતદિ' રખડયો હતો,
હિંસ્રપ્રાણી થકી બી'તો જિંદગી રક્ષવા સટે
પથ્થરે લાકડે લોઢે શસ્ત્રોનો કાફલો સજી
ગુફા ને કોતરોમાંહી સંતાતો નાસતો હતો;
અજંપી જિંદગાનીમાં પ્રત્યેક ક્ષણ જીવતો.
અને એ પેટને માટે નાવડી નાનુકી લઇ
મહાસાગરને ખોળે માછલાં કાચલાંસટે
જતો ઝંઝાભરી રાને જીંદગી હોડમાં મૂકી.
અહો ! રોમાન્સની આછી પાતળી કલ્પના કહીં ?

એ કાવ્યની ભ્રામક ભાવનાને
છે ભાંગવાનું ઇતિહાસને શિરે
એ મીઠડી સૌ કવિ–કલ્પનાને
ભૂંસી જવાનું જયમ એહને શિરે.

ઊછર્યો પૃથ્વીની પાટે 'સંસ્કૃતિતનુ' માનવી
ગાડું ઘોડું અને ઊંટ છોડી કંગાલ વાહનો
મોટરે સ્ટીમરે એરોપ્લેને ઊડે મરુત્ સમો.
ઊંચે પ્હાડે ચઢી ઊંચાં દોરડાં તારનાં ગ્રથી
વાયુની મુક્તધારાને નાથે ગાંઠે પ્રમાણમાં;

ઇતિહાસકારનો જવાબ : દુનિયાની પ્રચલિત કલ્પનામાં જેને રોમાન્સ— રોમાંચક સુખાનુભવ કહ્યો છે, તેને ઇતિહાસકાર ભયભર્યો ભીષણ જીવનસંગ્રામ તરીકે રજુ કરે છે. તેવી જ રીતે, કવિ જે નૂતન સંસ્કૃતિને જડ આત્માહીણી શુષ્ક તરીકે ઓળખાવે છે, તેની જ પ્રચંડ રોમાંચકતા અદ્ભુત વિરાટતા ઈતિહાસકાર રજુ કરે છે.

અને સૂરોતણી હેલી આકાશે ફરતી રૂંધી
થાંભલે થાંભલે લોઢે પરોવી પ્રાણથી ભરે.
પ્રગાઢા તેજના પુંજો આભથી આંચકી લઇ,
નાના અંધારિયા ખૂણે ચાંપને ચાપડે જડે !
પ્હાડોને વીંધતી, ઘેરાં જંગલોને વટાવતી
દોડતી રેલવે જાણે પૃથિવીના ગુમાનને
હસતી માપતી લાંબા અંતરાયો ટૂંકા કરે.
ઊંચા તોતિંગ મીનારા અંધારાને ઉલેચતા
ડોકતા ગર્વિલા ઊભા સૃષ્ટિને તેજ નીરતા
માઝાહીણા મહાબ્ધિના ઉદ્‌ઘોષોને ઉવેખતા.

અગ્રાહ્યને ગ્રાહ્ય બનાવી માનવી
અદૃશ્યને દૃશ્ય બનાવતો જતો
આશ્રાવ્ય યે તત્ત્વ હવે સુશ્રાવ્ય
બની રહ્યાં માનવચિત્તપટ્ટે.

હજારો જોજનોકેરાં અંતરોને ઉવેખીને
હજારો વર્ષના જામ્યા અંતરાયો ઉખેડીને
મહાબ્રહ્માંડની માયાસમા સૂરજ ચંદ્રમા.
પ્રકૃતિની મહા લીલા—વાયુ વિદ્યુત્ અને જલ
પ્રત્યેકી અણુની શકિત ગતિ જાણે હથેલીમાં
રમાડી, માનવી વિશ્વ પિંડ વિજ્ઞાન–ચાકડે
ચઢાવી, જૂની માટીથી નવો આકાર સર્જતો !
અહો ! રોમાન્સ સર્વત્ર અહીં શો સભરે ભર્યો ! !
પ્રકૃતિપાશમાં પોઢયો માનવી મુકિતને તટે
હજારો વર્ષને અંતે પ્હોંચ્યો આજે; ન ધન્ય એ ?

શું પ્રકૃતિગૂઢ લીલામહીં જ
રોમાન્સની રમ્ય કથા વિલોકવી ?
ન માનવી જાગ્રતના જયોમાં
રોમાન્સની ભવ્ય કથા ઉકેલવી ?

માર્ચ ૧૯૪૦



# સોવિયેતના લાલ નાગરિકને—

ઓ બંધુ! ઓ મિત્ર! અહો બિરાદર!
મોસ્કો અને સ્તાલિનગ્રાદ–વતની!
યુક્રેનના જંગલના શિકારી!
ઉઝબેકના પહાડી ’થવા વનેચર!
દાડે કરે પ્રાણભરી મજૂરી
રાતે ધરે સ્વાંગ તું ગેરિલાનો.

ઓ રૂસના મુક્ત પ્રબુધ્ધ નાગરિક
તારા થકી દૂર અતીવ દૂરે
તારા થકી છેક જ ભિન્ન સૃષ્ટિમાં
પરિસ્થિતિમાંહી પડેલ અદના
ગુલામી ઘેરી ધરતી ઉપરના
સૈનિકની ભક્તિ ભરેલ વંદના
સ્વીકારશેને?

ઓ દોસ્ત! ઓ લાલ બુલંદ નાગરિક!
તું તો પ્રજાળે નિજની કૃતિને
–ધાન્યે ભરી વ્હાલમયી વસુંધરા
સંપત્તિના રત્નભરેલ નિર્ઝરા;
અને મહા નીપરનો પ્રબંધ
–રે, સૃષ્ટિનાં સૌમ્ય સુભવ્ય સર્જન
સંહારતો તું ગરવે સ્વહસ્તે,
કે–દુશ્મનો ખાખ થઇ ઢળી પડે.

* ઓ લાડિલા લાલ પ્રજાપ્રજાના !
લડે તું તો તારી નિજી ધરાપે
આઝાદી આખી ધરતીતણી સટે.
અમે અમારાં નિજનાં ગૃહોમાં
નિર્વાસિતો બંદી સમાં પડેલાં !

ઓ સૃષ્ટિના જીવનના વિધાતા !
લડે અથંભ્યો અણુજંપ રાત દિ
ગલી ગલી ખેતર ખેતરે ઘરે
તસુ તસુ એકક શ્વાસ શ્વાસે
હઠાવતો, દુશ્મનને પછાડતો
માતંગને આખરનો સુવાડતો
અમારી એની વચ્ચે ઉભો તું
દિવાલ અણતૂટ ખડી કરી દઈ !

અહીં અમારી ગભરૂ પ્રજાને
ગુલામીની દાહભરી પ્રજાને
અનૈકયને પાશ પડી પ્રજાને
યે નવો આતશ તું જલાવતો.

* ઓ અનેક પ્રજાઓના (સોવિયેતમાં સેંકડો જુદી જુદી સંસ્કારિતાવાળી પ્રજાઓ છે તે તમામ પ્રજાઓના; અથવા તો, આખા જગતની પ્રજાઓના) લાડીલા લાલ–લાડીલા કુંવર ! તું તારી પોતાની ધરતીની આઝાદી માટે લડે છે; પરંતુ તેમ કરીને તું જગતની માનવતા અને સંસ્કારિતાના જઘન્ય દુશ્મન નાઝીઓથી જગત આખાને ઉગારી રહ્યો છે.

સ્તાલિનગ્રાડના અમર જંગનું રહસ્ય: સ્તાલિનગ્રાડને વીંધી કોકેશસ થઈ ઇરાન દ્વારા હિંદની ધરતી પર આવવાની હિટલરી યોજના: સાથે સાથે જપાનની બ્રહ્મદેશ થઇ હિંદ પર તૂટી પડવાની યોજના: સ્તાલિનગ્રાડની ધરતી પર હિટલરી ફોજની કમ્મર ભાંગી નાખી લાલ સેનાએ આ બંને યોજનાઓને ધૂળ ભેગી કરી. પરણામે ચીન, રશિયા તથા મસ્ત જગતની માનવતાને ભીંસવાનાં ફાસિવાદીઓનાં સપનાં કેવળ સપનાં જ રહી ગયાં !

અને પણે રાક્ષસ એડી નીચે
કચડાયલો પ્રાણ યુરોપ સર્વનો
ધીમે ધીમે લોચનિયાં ઉઘાડતો
તણખો છૂપો આગ રૂપે ભભૂકવા
તારી હુંફે પ્રાણભરી છતો થતો !

ઓ મિત્ર ! ઓ જાગ્રત સિદ્ધ સર્જક !
કલ્યાણકારી શિવરુદ્ર રમ્ય !
ગુલામી ઘેરી ધરતી ઉપરના
સૈનિકનો પ્રાણ ઝુરે છ તારી
મહોબ્બત તણા જામ ભરી ભરી પીવા
તારી મીઠી યાદ મહીં ડૂબી જવા.

ઓ વીર ! સંરક્ષક મિત્ર સૃષ્ટિના !
અનન્ય અદ્ભુત મહાનુભાવિતા—
મહીંથી એકાદ કણીય આપી જા
કે—તારી પૂંઠે ય અમે ય આજે
આ વ્યર્થ વંધ્યા સમ જિંદગીને
અમારી પોતાની ગઇ સ્વતંત્રતા
ને સૃષ્ટિની ભવ્ય સુનવ્ય મુક્તતા—
મહીં મિટાવી દઇ સાર્થ થઇએ.

રે દોસ્ત ! તારે ન ફિકર કશી છે
મહાન લેનીન તણો સહોદર
સ્તાલિન તારી પડખે ઉભો છે.
મારેય રે, મિત્ર, ફિકર કશી ના,
તારે ખભે ખંધ અડી ઉભો છું.

૧૯૪૧



# : વરાટ પિગલાં :

ઉઘાડ નયનો ભલા ! કર પસાર લેલે બધું;
હતું બધુંજ માહરું, ફરી કહે—'બધું માહરું.'
સજાગ મજદૂરને ન મગદૂર કો રોકતું.

ઉઘાડ દગ રે ઉઠાવ ઘણ ક્રાંતિ કલ્યાણનો
ઉથામ ગિરિગંજ ભીષણ મહાન અન્યાયનો;
ન તું વિહિન અન્ય કો સબળ, એમ શ્રધ્ધાભર્યો.

સમસ્ત શ્રમજીવીઓ ! જગતનાં બળો સૌ મળો
વિરાટ પગલાંમહીં ધરતી સર્વ આવર્તી લો.

નહીં કંઇ ગુમાવવું—ફકત શૃંખલા બેડીઓ;
અને જગત આખુંયે સભર પામવું, બ્હાદરો !

૧૯૩૫



You have nothing to lose but your chains and to win the whole world—કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો.

## : સાધના :

આકાશની મેઘલ નીલિમા મહીં
રંગો છુપ્યા સપ્ત મહેન્દ્રચાપના.
અંધારની કાજલ કાલિમા વિષે
પ્રકાશનાં પલ્લવ દેહ પામતાં.
નિશ્ચેતન સૃષ્ટિ મહીં સચેતના
ધીમે ધીમે લોચનિયાં ઉઘાડતી;
શૂન્યત્વની નીરવતા મહીંથી
સંગીતની સૌમ્ય વીણા વહંતી.
પરમાણુથી સૂક્ષ્મ, અતીવ સૂક્ષ્મ
કણો થકી વિશ્વ વિરાટ જન્મ્યું !!
વિરાટની એહ રહસ્ય લીલા
ઉકેલવા માનવતા મથી રહી
અનાદિથી કાળકિનાર ઊભી.
ને જ્ઞાનના એહ અખંડ શોધને
પોતે જ પલટાઇ જતી પળે પળે.

[વેદની કલાવાણી]

અજંપ્યાં હૈયાંથી પ્રથમ પ્રગટી ઊર્મિલ ઉષા
કલાની વીણામાં પ્રથમ રવ ઝંકારિત થયો:
'પ્રભો તું નેતિ છે, અનિર્વચનીય પ્રભુ તું છે
વિરાટ સ્વામી તું, અકલ ગતિ જાણે અબુધ શે?
અનંતસૃષ્ટિમાં અણુ અણુ સમાં માનવ અમે.'

ને આભશે નેત્રની મીંટ માંડી
બે હાથ જોડી કરી વંદના ઉભા
માંગલ્યની સામ ઋચા ઉચારતા ઋષિ.
બ્રહ્માંડની કાંતિ કલા નિહાળતાં
પ્રશસ્તિની પંક્તિ ગઇ ગવાઇ;
હૈયાં અને નેત્ર પ્રફુલ્લતાં જતાં
રેખા મુખે મુગ્ધ ગઇ છવાઇ.

વિશ્વની ગૂઢ ઉત્ક્રાંન્તિ ઉકેલી ઊકલી નહિ
હૈયાંની મુગ્ધતા ભેળી કલાવાણી શમી ગઇ.

[ ઉપનિષદોની કળા રેખા ]

ને એ મુગ્ધોર્મિઓને વિધવિધ સ્વરૂપે વ્યકત કીધી અનેક
ગાઇ હૈયાં ભરીને જુગજુગ લગ એ એક અજ્ઞેયતાને
તાદાત્મ્યે લીન થૈને: 'સત અગમ છે સ્થૂળ આંખે; રહે એ
ઢંકાયેલું હિરણ્યે'—પ્રકટ થઇ કલા, કાવ્યની માત્ર રેખા.

અને બુધ્ધે દીઠા બધો ત્રસ્ત માનવતા દીઠી
—સત્તાનાં, કર્મનાં, રૂઢી કેરાં દામણ દામણે
વીંટેલી સૃષ્ટિમાં રોગો, દુર્ભિક્ષો, મૃત્યુ-ત્રાસથી
બચવવા સારી સૃષ્ટિને સુખી સંસારિતા ત્યજી.
વર્ષોની સાધના અંતે સંબોધી જ્ઞાન નિર્ઝરી:
'દુઃખો દશે દુન્યવી વાસનાનાં
પ્રિય અને પ્રિયઇતર કામનાનાં
રે, આજ પ્રિય, કાલ બને સુનિશ્ચિત
દુઃખોતણું મૂળ; પરંપરાએ
આ વિશ્વ આખુંજ અખંડ બંધન!
કરી બધી સમ્યક વૃત્તિઓને
શકે જઇ પાર પ્રબુધ્ધ માનવી
નિર્વાણને પંથ.

અને સૌ દુઃખને અંતે આત્મા પોતે પ્રકાશતો
અરીસો સ્વચ્છ થાતામાં બિમ્બ જેમ ઝગી રહે.'

દુન્યવી વાસના, કિન્તુ, દુઃખોનું મૂળ-જ્ઞાનથી
નહીં માનવને છોડી નિરવત્ય શમી ગઇ.
જ્ઞાન માત્રે સદા શુદ્ધ માનવતા ન પાંગરી
સમાધિ બુદ્ધની પાછી હતી ન્હોતી થઇ ગઇ.

વળી પુણ્યાર્થીનો પથ બતવવા ખ્રિસ્ત ઉતર્યો
ઘમંડી સત્તાનાં દમન દવ સામે ગરજતો
મહા સિંધુ જેવો પીડિત જગને ચેતવી ગયો:
'કદી ઝીણી સોયે સરકી શકશે હાથી જબરો
પ્રવેશે ના કિન્તુ સ્વરગ મહીં સ્વાર્થી ધનપતિ.'
અને નમ્ર સ્વાંગે સદય નયને એ કહી ગયો:
'વસે હૈયે સ્વાર્થો, હૃદય કયમ ઐક્યે હસી શકે ?
જુવે મિત્રો શત્રુ તહીં લગ નહીં અમૃત સ્રવે.
ભલાં ! આખે વિશ્વે વિચરવું રહ્યું પ્રેમ દગથી;
બધે-પ્રાણી માત્રે નિરખવી રહી એકજ છબિ.'

ને એ મથ્યો પ્રેમની હીર દોરી
વડે બધાં રંક ધનાઢ્ય ગાંઠવા
જડાઇને નિર્દય ખીલડેથી
શત્રુ અને મિત્ર હ્યાં જીતી જવા.
વર્ગો તણા ભેદ ભુલી ભુલાવવા
સત્તાતણાં દોર ગુમાન ભૂંસવા !

કિન્તુ રહ્યા રંક જ બન્ધ માત્ર ત્યાં;
અને જીતાયાં દિલ માત્ર મિત્રનાં.
સત્તા ભર્યાં વર્ગ તણાં ન શોષણ
ગળ્યાં, ઘટયાં વા રજ; સર્વ સ્વપ્ન
થઇ રહ્યાં નિષ્ફલ કામનાનાં !

: ૨ :

સેંકડો વર્ષ વીત્યાં ને સમૃધ્ધિ સૃષ્ટિની વધી
જ્ઞાન વિજ્ઞાનની શોધો વધતી બઢતી રહી.
યંત્ર–સંસ્કૃતિની સાથે પૃથ્વીની નીંદરા તુટી
અને તોયે બધાંએ થૈ કળી માનવની રૂંધી.

રે, માનવી સંસ્કૃતિ જાય થંભી
ચેતાવતા વિશ્વપ્રભાત–પ્રહરી
યુગે યુગે જામી વદે છટાથી :
'પાછા વળો બંધુ ! ચલો નિસર્ગે
અનાદિના સાશ્વત ભવ્ય સ્વર્ગે;
વિનાશને પંથ સમસ્ત સંસ્કૃતિ.
યંત્રોતણી ભીષણ ને ભયંકરી
ભીંસમાં માનવતા ડૂબી રહી
સહસ્ર હૈયે શતધાર વેદના
ઉંડે ઉંડે માનવને ભીંસી રહી.
રે માનવી જાગ્રત યંત્ર–સ્વામી
મટી થયો ક્ષુલ્લક ક્ષુદ્ર બંદી;
નિષ્પ્રાણની નિર્દય સર્પચૂડા–
વિષે બન્યો ચેતનનાથ ફંદી !'

'પાછા વળો બંધુ ! ચલો નિસર્ગે—'
વદ્યો રુસો એમ પ્રતપ્ત હૈયે
નૈરાશ્યની પ્રાણ વિહીન ફિલસુફી.
ને ક્રાંતિની ચંડ ગતિ મહીં સૌ
શમી ગયું. શુભ્ર સુવર્ણસ્વર્ગ–
તણી ઠરી જુઠડી કલ્પના યે.
આગે બઢ્યું વિશ્વ ભુલ્યું હતું રે
નિસર્ગના બાળકની કહાણી.

ફરી એ કલ્પના-કુંજે જવું ના કોઇને રુચ્યું
વિજ્ઞાનવંત સંસારે આગે આગે જવું ચહ્યું:

[ ૧૯ મી સદીના અંતના વિજ્ઞાનકો ]

'જવું નિસર્ગે ભ્રમ એ અબુદ્ધનો
નિસર્ગ તો કેવળ શકિતનો ઝરો;
નિસર્ગને આપણુ નાથવી રહી.
નિસર્ગ ને માનવ યોગ અદ્‌ભુત
સ્વાતંત્ર્યનો એકજ એજ સ્થંભ.
વિ જ્ઞા ન ની ઊણપ પૂ ર વા ની
વિશેષ વિજ્ઞાન વિના ન શાન્ત
અહો, હજી પ્રકૃતિ માત અંગે
અનન્ત શકિત; રહી પામવી; ને
રિબાયલી માનવતા ઉ ગા ર વી.'

ઉગારવા મા ન વ તા મથી રહ્યા
વિજ્ઞાનિકો; કિંતુ બને છ દિંગ
-વધે વધે યંત્ર, વધે છ યંત્રણા
વધી રહી માનવતાની યાતના.

: ૩ :

રે સંસ્કૃતિ જાય રખે વિરામી
ચિંતા કરંતા સંતો મહંતો
ચેતાવતા વિશ્વ બધું પુન : પુન :
તોલ્સ્તોય ને ગાંધી સમા નવા યુગે–
'ઉઠો ઉઠો, સંસ્કૃતિ વાસનાની
ભૂંડી નિરંકુશ પ્રગલ્ભતામાં
ડૂબી, જુઓ—શેષ વિનાશ કાંડ !'

અને ફરી બુદ્ધ સ્મરાવતા જતા
વળી મહા ખ્રિસ્તતણી સ્મૃતિ છતી
કરી; ફરી યાદ રુસોની આપતા
દરિદ્ર નારાયણ મૂર્તિમંત શા–
'અનિષ્ટ છે યંત્ર અને મનુષ્યના
વિકાર ને સ્વાર્થ ભરેલ પ્રાણો,
ત્યજી બધાં સાધન વાસનાનાં
દુર્વાસનાને દિલથી જ ડામવી.

કલ્પનાને મહાઝોલે ઉર્ધ્વે ઊડતા છતાં
મહાવ્યવહાર આત્માઓ સૌવર્ણો માર્ગ ઉચ્ચર્યા–
'ભલે જીવો પૂર્વયુગી પરંપરા
રહે ભલે યંત્ર નવાંય, જૂજવાં;
જવું નિસર્ગે, પણ, શેષ સાધના'

[ ૨૦ મી સદીના નવા વિચારકો ]

જ્ઞાન વિજ્ઞાનના ભોક્તા, પ્રગતિશીલ માનવી
છળી ઊઠયા વળી પાછા સૂણી મંત્ર નિસર્ગનો–

'રે દોષ શે યંત્ર પરેજ દેવો ?
એ તો બિચારો જડ શક્તિ ભારો
ચૈતન્યની ઓજસ ચીનગારી
વિના કદી એ નહિ પેટનારો.
સૌ દોષ છે ચેતન માનવીતણી
સ્વાર્થી ભુંડી ભીષણ વાસનાનો
મનુષ્યની સંચિત વારસાગત
વ્યક્તિતણી ક્ષુલ્લક ભાવનાનો.
* આ " ઘોર હિંસા જગ જે પ્રવર્તે
તે માનવી પાશવતાતણાં છે
પ્રતીક કૂડાં—નવ યંત્રને શિરે
જવાબદારી રજ માત્ર અહેની."
છે દોષ પૂરો ભુખી વાસનાતણો
આ યંત્ર એના બની ભોગ માત્ર
સાધી રહ્યાં ઘોર વિનાશ કાંડ.
તે વાસનાની ઘન શૃંખલાઓ
તૂટી જતાં માનવતા પ્રફુલ્લશે
નિષ્પાપ હૈયાં મહીંથીજ ફૂટશે
માટી તણી પૃથ્વી મહીંયા ઊગશે
સુવર્ણનું શુભ્ર પ્રસન્ન સ્વર્ગ.
ના માનવી સંસ્કૃત કોટ વાંછે
પાછો જવા પંથ નિસર્ગ કેરે.'
સત્ય તત્ત્વાર્થદર્શીઓ, વિશ્વની સૌ વિભૂતિઓ
કલ્પનાના તરંગોને વાણીમાં વિસ્તરી ગયા.
સૌ વાણી એ ભીષણ કંદરામાં
ફેંકી દઈ કાળ કરાલ ચાલ્યો
મથ્યા બહુ સંત મહર્ષિઓ યે
છતાં ન પાછી દગ ફેંકવા ઉભો.

* ઝીણાભાઇ દેસાઇ (સ્નેહરશ્મિ)ના "એરોપ્લેન" કાવ્યમાંથી

## : ૪ :

[ માર્કસવાદી દૃષ્ટિએ જીવનદર્શન ]

યંત્રો નહીં જેમ અનિષ્ટ પંડે
વૃત્તિ નહીં જન્મતી આપ મેળે.
કે વૃત્તિ યે શાશ્વત ના; અને નથી
સ્વભાવ યે શાશ્વતતાનું ધોરણ.
આ વૃત્તિ ને માનવીનો સ્વભાવ
નથી અકસ્માત, નહીં સ્વયંભૂ.
એ જન્મ પામ્યાં, વિકસ્યાં, પ્રફુલ્લ્યાં
સમાજ–ઉત્કર્ષની પ્રક્રિયામાં.

પ્હેલાં હતો માનવ માનવી ના,
અર્ધો પશુ, અર્ધ મનુષ્ય દેહ;
પછી બન્યો માનવ, દંત શસ્ત્રે
કંગાલ શો ધૂમત નગ્ન વેશે
ભુખાવળો જંગલ જંગલોમાં.
યુગો પુરાણો પશુ–અર્ધ માનવી
આજે બન્યો સંસ્કૃત.
પ્રતિક્ષણે જેમ ઘડાઇ કાયા
પ્રતિક્ષણે ચિત્ત અને સચેતના
પ્રતિ ક્ષણે વૃત્તિ–મનસ્થ વાસના
સ્વરૂપ પામી પલટાતી ચાલી.
યુગે યુગે જીવન ધારણાનાં
માર્ગો અને સાધન–યંત્ર પલટયાં;
પલટી ગઇ સંસ્કૃતિ માનવીની
ધીમે ધીમે વા લઇ કાળ મોટી
ઉત્ક્રાંતિ વા ક્રાંતિ મહીં કર્વાચત કવચિત.

: ૫ :

[ માર્કસવાદી દષ્ટિએ વિકાસ-દર્શન ]

વિરાટનું સત્ય સહસ્ર રૂપે
તવારિખે વ્યક્ત થતું રહ્યું સદા:
પ્રાચીન પૌરાણિક સામ્યવાદે
નવાં જડયાં સાધન શોધ થૈ નવી
ઉત્પાદને ક્રાંતિ થઇ; અને કરી
ક્રાંતિ મહા માનવ માનવી વિષે.

વર્ગો પડયા, સ્વાર્થહિતો જુદા ઠર્યાં;
શરીરના જોર પરે લડ્યા પૂરા
બુધ્ધિ તણી સ્હાય લઇ બન્યા શૂરા.
બળિયા તણી જીત ગણાઇ જીત;
ને વર્ગનો સ્વાર્થ બન્યો સુધર્મ.
રાજ્યો તણી શૃંખલ મેખલા વિષે
સત્તા તણો બોલ જ સત્ય શાશ્વત.

એ વર્ગ સ્વાર્થો નવનવ્ય રૂપે
યુગે યુગે ઉગ્ર બન્યા ભયંકર.
ગુલામ જે બંદુકથી બનેલા
બન્યા હવાં અર્થતણી ચુડામહીં.
ભયંકરી શોષણની ક્રિયાએ
પલટી દીધી નીતિ સમાજ સર્વની.
સત્તાધિશો વર્ગસમૃધ્ધિ અર્થે
સંઘો રચે શોષકના; અને લસે
સામ્રાજ્યના તાંડવ યુદ્ધને રૂપે !
—ખાતાં ધરાયે નહિ આખું વિશ્વ '

વર્ગો તણા ભીષણ ઘર્ષણોમાં
સંક્રાંતિનાં બીજ અવ્યકત સુપ્ત
સિંહાસને આરૂઢ વર્ગ જાતે
ઉચ્છેદ-બીજો નિજ વાવતો રહ્યો.
ફ્યુડાલિઝમથી જનમેલ બુર્ઝવા
ખોદી ગયો ઘોર ફ્યુડાલિઝમની.
ને સંસ્કૃતિ એહ ધનાઢ્ય બુર્ઝવા.
મહીંથી જન્મી છ મહાન સેના
કાયા કસી માલિકને જીવાડતી
ભુખી અને નગ્નશરીરી સેના.
તે ઘોર બુર્ઝવાતણી ખોદતી જતી
વર્ગોથકી મુક્ત સમાજ સ્થાપના-
તણા કણો વેરી રહી છ વિશ્વમાં.

ભઠ્ઠી મહીં આગ રહી ભભૂકી
ધરાતલે સુપ્ત ઉઠયો છ લાવા
ઉત્ક્રાંતિનાં રંધ્ર બધાં રૂંધાયાં
ક્રાંતિતણું દ્વાર રહ્યું ઉઘાડનું.

એ ક્રાંતિને પારખવાની દૃષ્ટિ
માકર્સે દીધી માનવતા મુંઝેલીને
ને લેનિને રૂસ વિષે પસારી
જન્માવી વિશ્વે નવ ભવ્ય સંસ્કૃતિ.

[નવી માનવતાની સાધના]

૧ ત્યાં—માનવી માનવ શોષણેથી
વિમુક્ત થઇ, પ્રકૃતિશકિત નાથવા
રહ્યો ઝુઝી; ક્ષુલ્લક ક્ષુદ્ર બંદી
મટી બન્યો પ્રકૃતિનાથ નંદી

૨ ને એ દગો ક્રાંત વડે ઉકેલતો
વિરાટની ગૂઢ રહસ્ય લીલા
દોરી જશે સાધક જાગ્રતાત્મન્
સમાજને, સંસ્કૃતિનો રથી બની.

શરૂ : ૧૯૩૫
પૂરું : ૧૯૩૯



૧ નૂતન રશિયામાં
૨ એ રુસનો સાધક જાગ્રતાત્મન

